શ્રી

# વિદ્યાનંદજી ભજનાવલિ

( ભક્તિરસનાં પદો સાથે )





ધર્મનિષ્ઠ ત્યાગમૂર્તિ પરમહંસ

**સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ**

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन्
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया

ગી. અ. ૧૦ શ્લોક ૧૭

શ્રી

# વિદ્યાનંદજી ભજનાવલી

( ભક્તિ રસનાં પદો સાથે. )





પ્રકાશક

**મહાલક્ષ્મી મનસુખરામ.**

**અમદાવાદ.**

સંવત ૧૯૮૪. આવૃત્તિ પહેલી. સન ૧૯૨૮.

પ્રત ૨૦૦૦.

કીંમત ૦-૩-૦

જ્ઞાનમન્દિર પ્રેસ.



તત સત્ પરમાત્મને નમઃ

## સ્તુતી.

સાષ્ટાંગે નમીને પ્રણામ કરીએ સર્વેશ સચ્ચિદ્ઘના,
અંતર્યામી વિદિત સર્વ તમને જીવો તણી કામના;
દોષો છે અગણિત શી ગતિ થશે અંતે અમારી પ્રભુ,
રાખીએ કરૂણા દયા તુજ તણી આશા અમે તો બહુ.–૧.
માગ્યા છે પ્રભુ પ્રાર્થના સ્તુતી કરી અર્થો અતિશે અમે,
તે મધ્યે પરિપૂર્ણ અર્થ કરશો જે યોગ્ય જાણો તમે;
ત્રાતા છો પ્રભુ આપ સર્વ જીવના શર્ણું સદા રાખશો,
લોકોનાં ઉપયોગી કાર્ય કરવા રૂડી મતી આપશો.–૨.

---

શ્રી 'જ્ઞાનમન્દિર' મુદ્રણાલયમાં
શંકરરાય અમૃતરાયે છાપ્યું.
રાયપુર–અમદાવાદ.



બ્રહ્મનિષ્ઠ ત્યાગમૂર્તિ પરમહંસ સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ

दिवि सूर्यसहस्रस्य भवेद्युगपदुत्थिता
यदि भाः सदृशी सा स्याद्भासस्तस्य महात्मनः

ગી. અ. ૧૧ શ્લોક ૧૨

# અર્પણપત્રિકા.

ત્યાગમૂર્તિ–પરમહંસ સ્વામિશ્રી વિદ્યાનંદજી મહારાજ.

આપે ત્રણેક વર્ષથી અમદાવાદમાં આવી અમને સર્વેને ગીતાનું જ્ઞાન તથા મહાન કૃપાળુ પ્રભુના ગુણાનુવાદ ગાઈ રાજનગરની પ્રજાને અંધશ્રદ્ધામાં પડેલા પ્રભુના ભાવિક ભક્ત જનોમાં પ્રભુનો સત્યમાર્ગ બતાવી હૃદયમાં પડેલો અંધ-કારનો પડદો દુર કરી પરમાત્માના સાચા સ્વરૂપનું ભાન કરાવી જ્ઞાનામૃત પાઈ જે અજવાળું કર્યું છે તેનાં અમે સર્વે આપનાં ઋણાનુબંધી છીએ.

આપની નિઃસ્વાર્થી પ્રભુ–ભક્તિ, પ્રભુમાં અચળ દૃઢ શ્રદ્ધા, આપના પ્રભુ પ્રત્યેના પવિત્ર શાન્ત ઉદ્ગારો સાંભળી અમને અતિશય આનંદ થાય છે. એ આનંદ અમને સર્વેને એટલે રાજનગરની પ્રજાને હંમેશ મળે, આપનાં પવિત્ર વચનામૃતો હંમેશ સાંભળીએ અને અમે પ્રભુ પ્રેમનાં સાચાં ભાગી થઈએ એવી અમારી મહાન્ દયાળુ પ્રભુને નમ્ર વિનંતિ છે.

આપ પરમકૃપાળુ પરમાત્માની વિભુતીરૂપ જેવા, અમને પ્રભુના જ્યોતિ સ્વરૂપનો અનુભવ કરાવવા મથો છો, અને તેથી જે આનંદ અમને મળે છે તે આનંદની પ્રસાદી રૂપે આ પ્રભુના ગુણાનુવાદનો તેમ આપ જેવા પ્રભુના પરમ-ભક્તના ગુણાનુવાદનો ટુંક સંગ્રહ આપનાં પવિત્ર ચરણોમાં અર્પતાં અતિશય આનંદ પ્રાપ્ત થાય છે. અને અમે કૃત-કૃત્ય થઈએ છીએ. એજ.

અમે છીએ

આપનાં ગુણાનુરાગી પ્રભુનાં પ્રેમી ભક્તજનો.

# प्रातःस्मरणम् ॥

(१) प्रातः स्मरामि हृदि संस्फुरदात्मतत्त्वं
सच्चित्सुखं परमहंस गतिं तुरियम
यत् स्वप्नजागरसुषुप्तमवैति नित्यं
तद् ब्रह्म निष्कलमहं न च भूतसंघः

સવારના પ્હોરમાં મારા હૃદયમાં સ્ફુરતા મારા સ્વરૂપના તત્ત્વનું સ્મરણ કરૂં છું; તે સત્ સ્વરૂપ, પ્રકાશ સ્વરૂપ અને સુખ સ્વરૂપ છે. પરમહંસોની તે છેલ્લી ગતિ છે. તે ચતુર્થ પદ છે. તે સ્વપ્ન, જાગૃતિ અને નિદ્રા ત્રણેને સતત્ જાણે છે. તે શુદ્ધ બ્રહ્મ છે અને તેજ હું છું. પંચમહાભૂતથી બનેલો આ દેહ તે હું નથી. ૧.

(२) प्रातर्भजामि मनसो वचसामगम्यं
वाचो विभान्ति निखिला यदनुग्रहेण
यन्नेतिनेतिवचनैर्निगमा अवोचु-
स्तं देवदेवमजमच्युतमाहुरग्र्यम

જે મન અને વાણીને અગોચર છે, જેની કૃપાવડે ચતુર્વિધ વાણી પ્રવર્તે છે, જેનું વર્ણન વેદો પણ તે "આ નથી, આ નથી," એ રીતેજ કરી શકયા, તે બ્રહ્મને સવારે ઉઠીને હું ભજું છું. ઋષિઓએ તેને દેવોના દેવ, અજન્મા, પતનરહિત અને સૌથી આદિ તરીકે વર્ણવેલું છે. ૨.

(३) प्रातर्नमामि तमसः परमर्कवर्णं
पूर्णं सनातनपदं पुरुषोत्तमाख्यम

यस्मिन्निदं जगदशेषमशेषमूर्तौ
रज्ज्वां भुजंगममिव प्रतिभासितं वै

અંધકારથી પર, સૂર્ય જેવું, પૂર્ણ, શાશ્વત આધાર, પુરૂષોત્તમ નામથી ઓળખાયેલું, એવા પરમાત્માતત્વને હું સવારે ઉઠીને નમસ્કાર કરૂં છું. તે અનંત સ્વરૂપની અંદર આ આખું જગત રજ્જુમાં જેમ સર્પ દેખાય છે તેમ પ્રતિત થાય છે. ૩.

(૪) समुद्रवसने देवी पर्वतस्तनमंडले
विष्णु पत्नि नमस्तुभ्यं पादस्पर्श क्षमस्व मे

સમુદ્રો જેનું વસ્ત્ર છે, પર્વતો જેના સ્તનમંડલ અને વિષ્ણુ જેનો સ્વામી છે, એવી હે ભૂમિ માતા! તને નમસ્કાર કરૂં છું, મારા પગથી તને અડું છું, એ મારા અપરાધને ક્ષમા કર. ૪.

(૫) या कुन्देन्दुतुषारहारधवला या शुभ्रवस्त्रावृता
या वीणावरदण्डमण्डीतकरा या श्वेत पद्मासना ।
या ब्रह्माच्युतशंकरप्रभृतिभिर्देवैः सदावन्दिता
सामां पातु सरस्वती भगवती निःशेषजाड्यापहा

જે મોગરાના જેવી, અથવા ચંદ્ર જેવી, અથવા બરફના તુષાર જેવી ગૌરવર્ણ છે; જેણે શ્વેત વસ્ત્રો પહેરેલાં છે, જેના હાથ વીણાના સુંદર દંડથી સુશોભિત છે, સફેદ કમલ ઉપર વિરાજે છે. બ્રહ્મા, વિષ્ણુ, મહેશથી માંડીને બધા દેવો જેને હંમેશાં સ્તવે છે, તે સમગ્ર અજ્ઞાનતાનો, જડતાનો નાશ કરનાર દેવી સરસ્વતી મારૂં રક્ષણ કરો. ૫.

(६) वक्रतुण्ड महाकाय सूर्यकोटीसमप्रभ
निर्विघ्नं कुरु मे देव शुभ कार्येषु सर्वदा

જેનું વદન વાંકુ છે, જેનું શરીર વિશાળ છે, કરોડ કરોડ સૂર્ય જેવી જેની કાન્તી છે, એવા હે સિદ્ધિવિનાયક, મારાં બધાં શુભકર્મોમાં મને નિર્વિઘ્ન કર. ૬.

(૭) गुरुर्ब्रह्मा गुरुर्विष्णुर्गुरुर्देवो महेश्वर
गुरुः साक्षात् परब्रह्म तस्मै श्री गुरुवे नमः

ગુરૂ એજ બ્રહ્મા છે, ગુરૂ એજ વિષ્ણુ છે, ગુરૂ એજ દેવોનો મહાદેવ છે, ગુરૂ સાક્ષાત પરબ્રહ્મ છે. શ્રી ગુરૂને હું નમસ્કાર કરૂં છું. ૭.

(૮) शान्ताकारं भूजगशयनं पद्मनाभं सूरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभाङ्गम
लक्ष्मीकान्तं कमल नयनं योगिभिर्ध्यानगम्यं
वन्दे विष्णुं भवभयहरं सर्व लोकैकनाथम

ભવ ભયને દુર કરનાર, સર્વલોકના એકમાત્ર સ્વામી એવા શ્રી વિષ્ણુને હું નમસ્કાર કરૂં છું, (તેનું હું ધ્યાન ધરૂં છું). તેનો આકાર શાન્ત, સૌમ્ય છે; તેણે સર્પની શય્યા બનાવી છે, તેની નાભિમાંથી કમળ ઉત્પન્ન થયેલું છે, બધા દેવોનો તે સ્વામી છે, આખા વિશ્વનો આધાર છે, આકાશ જેવો તે નિર્લિપ્ત અને મેઘના જેવો જેનો વર્ણ છે, જે કલ્યાણકારી શરીરવાળો છે, સર્વસંપત્તિનો જે સ્વામી છે, કમલ જેવાં જેનાં નેત્ર છે અને યોગીઓજ ધ્યાન વડે જેને કળી શકે છે. ૮.

(९) करचरणकृतं वाक्कायजं कर्मजं वा
श्रवणनयनजं वा मानसं वाऽपराधम्
विहितमविहितं वा सर्वमेतत् क्षमस्व
जय जय करुणाब्धे श्री महादेव शम्भो

હાથ વડે કે પગ વડે, વાણીથી કે શરીરથી, કાનથી કે આંખથી હું જે કાંઇ અપરાધ કરૂં, તે કર્મથી ઉત્પન્ન થયેલો હોય, કે ફક્ત માનસિક હોય, અમુક કર્યું તેથી હોય, કે અમુક ન કર્યું તે કારણે હોય, હે દયાસાગર, કલ્યાણકારી મહાદેવ ! તે બધાની મને ક્ષમા કર. તારો જય જયકાર થાઓ. ૯.

(१०) न त्वहं कामये राज्यं न स्वर्गं नापुनर्भवम्
कामये दुःखतप्तानां प्राणीनामार्तिनाशनम्

હું નથી રાજ્યની ઇચ્છા કરતો, કે નથી સ્વર્ગની ઇચ્છા કરતો. અરે ! મોક્ષનીએ મને ઇચ્છા નથી; દુઃખથી તવાએલા પ્રાણીમાત્રની પીડા દુર થાય એટલું જ હું ઇચ્છું છું. ૧૦.

(११) स्वस्ति प्रजाभ्यः परिपालयन्तां
न्याय्येन मार्गेण महीं महीशाः
गोब्राह्मणेभ्यः शुभमस्तु नित्यं
लोकाः समस्ताः सुखिनो भवन्तु

પ્રજાનું કલ્યાણ થાઓ, રાજાઓ ન્યાયને રસ્તે પૃથ્વીનું પાલન કરો, હંમેશાં ગાય અને બ્રાહ્મણનું ભલું થાઓ અને સમસ્ત લોકો સુખી થાઓ. ૧૧.

(१२) नमस्ते सते ते जगत्कारणाय
नमस्ते चिते सर्वलोकाश्रयाय
नमोऽद्वैततत्त्वाय मुक्तिप्रदाय
नमो ब्रह्मणे व्यापिने शाश्वताय

જગતના કારણરૂપ સત્ સ્વરૂપ હે પરમેશ્વર ! તને નમસ્કાર. સર્વલોકના આશ્રય એવા ચિતસ્વરૂપ તને નમસ્કાર. મુક્તિ આપનાર અદ્વૈતતત્વ તને નમસ્કાર. સર્વવ્યાપી એવા બ્રહ્મને નમસ્કાર. ૧૨.

(१३) त्वमेकं शरण्यं त्वमेकं वरेण्यं
त्वमेकं जगत्पालकं स्वप्रकाशम्
त्वमेकं जगत्कर्तृपातृप्रहर्तृ
त्वमेकं परं निश्चलं निर्विकल्पम्

તું જ એક શરણ લેવા જેવો છે—આશ્રયનું સ્થાન છે, તું જ એક ઇચ્છવાલાયક છે—વરવાલાયક છે. તું જ એક જગતનો પાલનહાર છે, અને પોતાના જ પ્રકાશથી પ્રકાશમાન છે. તું જ એક આ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર, પાલન કરનાર, અને સંહાર કરનાર છે; અને તું જ એક નિશ્ચલ અને વિકલ્પ રહિત છે. ૧૩.

(१४) भयानां भयं भीषणं भीषणानां
गतिः प्राणिनां पावनं पावनानाम्
महोच्चैः पदानां नियन्तृ त्वमेकं
परेशां परं रक्षणं रक्षणानाम्

તું ભયોને ભય પમાડનાર છે, ભયંકરમાં ભયંકર તું

છે, તું પ્રાણીઓની ગતિ છે, અને પવિત્ર વસ્તુઓને પણ પવિત્ર કરનાર તું જ છે, શ્રેષ્ટ સ્થાનોનો તું જ એકલો નિયમ કરનાર છે, તું પરથી પણ પર છે, અને રક્ષણ કરનારનું પણ રક્ષણ કરનાર તું છે. ૧૪.

(१५) वयं त्वां स्मरामो वयं त्वां भजामो
वयं त्वां जगत् साक्षि रुपं नमामः
सदेकं निधानं निरालंबमीशं
भवाम्भोधिपोतं शरण्यं व्रजामः

અમે તારૂં સ્મરણ કરીએ છીએ, અમે તને ભજીએ છીએ, જગતના સાક્ષીરૂપ તને અમે નમીએ છીએ, સત્ય-સ્વરૂપ એક માત્ર નિદાન ને કશાનો આધાર ન લેનાર એવા આ ભવસાગરમાં વહાણરૂપ ઈશ્વરને અમે શરણ જઈએ છીએ. ૧૫.

---

## मुकुंदमाला.

---

(१) श्री वल्लभेति वरदेति दयापरेति
भक्तप्रियेति भवलुण्ठनकोविदेति
नाथेति नागशयनेति जगन्निवासि
त्यालापिनं प्रतिदिनं कुरु मां मुकुन्द

હે મુકુન્દ ! એવું કર કે હું પ્રતિ દિવસ હે શ્રી વલ્લભ, હે વરદ, હે દયાનિધાન, હે ભક્તપ્રિય, હે ભવનો

નાશ કરવામાં કુશળ, હે નાથ, હે નાગશયન, હે જગન્નિવાસ એવું બોલ્યા જ કરૂં. ૧.

(२) मुकुन्द मूर्ध्ना प्रणिपत्य याचे
भवन्तमेकान्तमियन्तमर्थम्
अविस्मृतिस्त्वच्चरणारविन्दे
भवे भवे मेऽस्तु भवत्प्रसादात्

હે મુકુન્દ ! માથું નમાવી આ હું આપની પાસે આટલી જ એક વસ્તુ માગું છું કે જન્મે જન્મે તારી કૃપાથી તારા ચરણારવિન્દનું મને કદી વિસ્મરણ ન થાઓ. ૨.

(३) नास्था धर्मे न वसुनिचये नैव कामोपभोगे
यद् भाव्यं तद् भवतु भगवन् पूर्व कर्मानुरुपम
एतत् प्रार्थ्यं मम बहुमतं जन्मजन्मान्तरेऽपि
त्वत्पादाम्भोरुहयुगगता निश्चला भक्तिरस्तु

હે ભગવન્ ! મને ધર્મમાં આસ્થા નથી, ધનનો સંગ્રહ કરવામાં પણ નથી, અને ભોગ ભોગવવામાં પણ નથી. એ બાબતમાં તો પૂર્વ કર્માનુસારે જેમ થવાનું હોય તેમ થાઓ. પણ આ પ્રાર્થના જ મને બહુ મહત્વની લાગે છે, કે જન્મ જન્માંતરમાં પણ તારા ચરણકમલની જોડીમાં મારી નિશ્ચલ ભક્તિ રહો. ૩.

(४) दिवि वा भुवि वा ममास्तु वासो
नरके वा नरकान्तक प्रकामम्
अवधीरितशारदारविन्दौ
चरणौ ते मरणेऽपि चिन्तयामि

હે નરકને નાશ કરનારા ! સ્વર્ગમાં, પૃથ્વીમાં કે નરકમાં પણ મારો વાસ ભલે થાઓ, પણ એટલું કરો કે મરણ સમયે બ્રહ્માદિકે ધારણ કરેલાં તારાં ચરણકમલનું હું ચિંતન કરૂં. ૪.

(५) कृष्ण त्वदीयपदपङ्कजपञ्जरान्त
मद्यैव मे विशतु मानसराजहंसः
प्राणप्रयाणसमये कफवातपित्तैः
कण्ठावरोधनविधौ स्मरणं कुतस्ते

હે કૃષ્ણ ! મારા ચિત્તરૂપી માનસહંસ આજે જ તારા ચરણકમળરૂપી પાંજરામાં પૂરાઈ જાઓ, પ્રાણ જવાને સમયે જ્યારે કફ, વાત ને પિત્તથી કંઠ રૂંધાઈ જાય ત્યારે તારૂં સ્મરણ ક્યાંથી થઈ શકશે ? ૫.

(६) भवजलधिगतानां द्वंद्ववाताहतानां
सुतदुहितृकलत्रत्राणभारावृतानाम्
विषमविषयतोये मज्जतामप्लवानां
भवति शरणमेको विष्णुपोतो नराणाम्

ભવસાગરમાં પડેલા, સુખ–દુઃખાદિક દ્વંદ્વરૂપી વાયુના ઝપાટા ખાતા, પુત્ર–પુત્રી, સ્ત્રી વિગેરેના રક્ષણના ભાર તળે ચગદાયેલા, નાવ વિના વિષમ વિષયોના પાણીમાં ગળકાં ખાતા, મનુષ્યોને વિષ્ણુરૂપી હોડી એક શરણ થાય છે. ૬.

(७) भवजलधिमगाधं दुस्तरं निस्तरेयं
कथमहमिति चेतो मा स्म गाः कातरत्वम्

सरसिजदृशि देवे तावकी भक्तिरेका
नरक भिदि निषण्णा तारयिष्यत्यवश्यम्

હે ચિત્ત ! આ અગાધ અને દુસ્તર ભવસાગરને હું કેવી રીતે તરી જઇશ, એવી ધાસ્તીથી બ્હી જા નહિ, કમળ જેવાં નેત્રવાળા, નરકનો નાશ કરનારા દેવને વિષે માત્ર એક ભક્તિ હશે, તો તે તારવાવાળી હોવાથી તને જરૂર તારશે. ૭.

(૮) बद्धेनाञ्जलिना नतेन शिरसा गात्रैः सरोमोद्गमैः
कण्ठेन स्वरगद्गदेन नयनेनोद्गीर्णबाष्पाम्बुना
नित्यं त्वच्चरणारविन्दयुगलध्यानामृतास्वादिना–
मस्माकं सरसीरुहाक्ष सततं संपद्यतां जीवितम्

બે હાથ જોડી, માથું નમાવી, અંગોનાં રૂંવાટાં ઉભાં થાય એવો પુલક્તિ થઈ, ગદ્‌ગદ્ કંઠથી, આંસુ વહેતે નેત્રે નિરન્તર તારા ચરણકમળની જોડીનું ધ્યાનામૃત ચાખતાં અમારૂં જીવતર, હે કમળનયન ! પુરૂં થાઓ ૮.

(૯) मदन परिहर स्थितिं मदीये
मनसि मुकुन्दपदारविन्दधाम्नि
हरनयनकृशानुना कृशोऽसि
स्मरसि न चक्र पराक्रमं मुरारेः

હે મદન ! મુકુન્દના ચરણકમળરૂપી સ્થાનમાં રહેલા મારા ચિત્તમાથી તું તરત ચાલ્યો જા, શિવના નેત્રના અગ્નિથી તું કૃશ તો થયેલો જ છે, છતાં હજુ મુરારિના ચક્રનું પરાક્રમ કેમ યાદ કરતો નથી ? ૯.

(१०) इदं शरिरं शतसन्धि जर्जरं
तपत्यवश्यं परिणामपेशलम्
किमौषधैः क्लिश्यसि मूढ दुर्मते
निरामयं कृष्णरसायनं पिब

આ શરીર સેંકડો સાંધાઓથી ખખળી જાય છે, તપનશીલ છે, અને અવશ્ય પરિણામને પામે છે. તો હે મૂઢ અને દુર્બુદ્ધિ પુરુષ! બીજાં ઓસડોથી શું કામ હેરાન થાય છે? સર્વ રોગરહિત કૃષ્ણરૂપી રસાયન પી લે. ૧૦.

(११) नमामि नारायण पादपङ्कजं
करोमि नारायणपूजनं सदा
वदामि नारायणनाम निर्मलं
स्मरामि नारायणतत्त्वमव्ययम्

નારાયણના પાદપંકજને હું નમું છું; નારાયણનું સદૈવ પજન કરૂં છું, નારાયણનું નિર્મળ નામ વદું છું, અવિનાશી નારાયણ તત્ત્વને સ્મરતો રહું છું. ૧૧.

(१२) अनन्त वैकुण्ठ मुकुन्द कृष्ण
गोविन्द दामोदर माधवेति
वक्तुं समर्थोऽपि न वक्ति कश्चि-
दहो जनानां व्यसनाभिमुख्यम.

અનંત, વૈકુંઠ, મુકુન્દ, કૃષ્ણ, ગોવિંદ, દામોદર, માધવ ઇત્યાદિ નામો બોલવાની શક્તિ છતાં કોઇ તે બોલતું નથી. અરેરે, મનુષ્યોની વ્યસનો તરફ કેવી બળવાન વૃત્તિ હોય છે! ૧૨.

# षट्पदि.

---

(१) अविनयमपनय विष्णो
दमय मनः शमय विषयमृगतृष्णाम्
भूतदयां विस्तारय तारय संसार सागरतः

હે વિષ્ણુ ! મારા અવિનયને દૂર કર; મનનું દમન કર, વિષય રૂપી મૃગ તૃષ્ણાને શાંત કર, અને મને સંસાર સાગરમાંથી તાર. ૧.

(२) दिव्यधुनीमकरंदे परिमलपरिभोगसच्चिदानंदे
श्रीपतिपदारविंदे भवभयखेदच्छिदे वंदे

ભવના ભયથી ઉત્પન્ન થતા ખેદનો નાશ કરવાવાળા, જેમાં દિવ્ય નદી (ગંગા) રૂપી મધુર રસ ભરેલો છે, અને સચ્ચિદાનંદરૂપી જેના પરાગનો ઉપભોગ છે, એવા શ્રીપતિનાં ચરણકમળોને વંદન કરૂં છું. ૨.

(३) सत्यपि भेदापगमे नाथ तवाहं न मामकीनस्त्वम्
सामुद्रो हि तरंगः क्वचन समुद्रो न तारंगः

જો કે તારી અને મારી વચ્ચેનો ભેદ દુર થયો છે, તો પણ હે નાથ ! હું તારો છું, તું મારો નથી. તરંગ એ સમુદ્રનો કહી શકાય, કદી સમુદ્રને તરંગનો કહી શકાય છે ? ૩.

(४) उद्धृतनग नगभिदनुज दनुजकुलामित्र मित्रशशिदृष्टे
दृष्टे भवति प्रभवति न भवति किं भवतिरस्कारः

હે (ગોવર્ધન) પર્વતને ધારણ કરનાર, ઇંદ્રના નાના ભાઈ, રાક્ષસ કુળોના શત્રુ, સૂર્ય અને ચંદ્રરૂપી નેત્રોવાળા વિષ્ણુ ! આપનું પ્રભાવવાળું દર્શન થાય, તો શું આ સંસાર ઉપર તિરસ્કાર ઉપજ્યા વિના રહે ? ૪.

(૫) मत्स्यादिभिरवतारैरवतारवतावता सदा वसुधाम्
परमेश्वर परिपाल्यो भवता भवतापभितोऽहम्

મત્સ્યાદિક અવતારો વડે નિરંતર પૃથ્વીની રક્ષા કરનાર, હે પરમેશ્વર ! ભવતાપથી બીધેલો જે હું તેનું આપે રક્ષણ કરવું ઘટે છે. ૫.

(૬) दामोदर गुणमंदिर सुंदरवदनारविंद गोविन्द
भवजलधिमथनमंदरं परमं दरमपनय त्वं मे

હે દામોદર ! ગુણોના નિવાસ, સુંદર મુખકમળવાળા, ગોવિંદ ! હે ભવસાગરને મંથન કરવા માટેના મંદરાચળ ! મારામાં રહેલો મહાન ગર્વ દૂર કરો. ૬.

(૭) नारायण करुणामय शरणं करवाणि तावकौ चरणौ
इति षटपदी मदीये वदनसरोजे सदा वसतु.

હે નારાયણ ! હે કરૂણામય ! તારા ચરણોનો હું આશ્રય લઉં છું. આ પ્રમાણે આ ષટ્પદી[1] મારા મુખકમળમાં રહો. ૭.

---

૧ ષટ્પદીના બે અર્થ થાય છે. ૭ કડીવાળું આ સ્તોત્ર, અથવા ૭ પગવાળો ભમરો. ભમરો કમળમાં રહે તેમ આ સ્તોત્ર મારા મુખમાં રહો.

૧ રાગ ભૂપાલી–તીન તાલ.

ગાઇએ ગણુપતિ જગવન્દન,
શંકર–સુઅન ભવાની–નન્દન. ગાઇએ૦ ૧
સિદ્ધિ સદન ગજવદન વિનાયક,
કૃપાસિંધુ સુન્દર સબ લાયક. ગાઇએ૦ ૨
મોદક પ્રિય મુદ મંગલ દાતા,
વિદ્યાવારિધિ બુદ્ધિ વિધાતા. ગાઇએ૦ ૩
માંગત તુલસિદાસ કર જોરે,
બસહિં રામ સિય માનસ મોરે. ગાઇએ૦ ૪

---

૨ રાગ પિલુ–તીન તાલ.

રઘુવીર તુમકો મેરી લાજ !
સદા સદા મૈં સરન તિહારી તુમ બડે ગરીબનિવાજ.
—રઘુવીર૦ ૧
પતિતઉધારન બીરૂદ તિહારો સ્રવનન સુની અવાજ.
—રઘુવીર૦ ૨
હૌં તો પતિત પુરાતન કહીએ પાર ઉતારો જહાજ.
—રઘુવીર૦ ૩
અઘ–ખંડન દુઃખ–ભંજન જનકે યહી તિહારો કાજ.
—રઘુવીર૦ ૪
તુલસીદાસ પર કીરપા કરીએ ભક્તિ–દાન દેહુ આજ.
—રઘુવીર૦ ૫

---

3 રાગ બીભાસ–દ્રુત ચોતાલ.

જાગીએ રઘુનાથ કુંવર પંછી બન બોલે.
ચંદ્ર–કીરણ શીતલ ભઇ, ચકઇ પિય મિલન ગઈ,
ત્રિવિધ મંદ ચલત પવન પલ્લવ દ્રુમ ડોલે. જાગીએ૦ ૧
પ્રાત ભાનુ પ્રકટ ભયો, રજની કો તિમિર ગયો,
ભ્રૃંગ કરત ગુંજ ગાન કમલન દલ ખોલે. જાગીએ૦ ૨
બ્રહ્માદિક ધરત ધ્યાન, સુરનર મુનિ કરત ગાન,
જાગનકી બેર ભઈ નયન પલક ખોલે. જાગીએ૦ ૩
તુલસીદાસ અતિ આનંદ નિરખ કે મુખારવિંદ,
દીનન કો દેત દાન ભૂષણ બહુ મોલે. જાગીએ૦ ૪

---

૪ રાગ ભેરવી, તીનતાલ.

મંગલ મંદીર ખોલો,
દયામય ! મંગલ મંદીર ખોલો.
જીવન વન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઉભો શિશુ ભોળો. મંગલ૦
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો લ્યો. મંગલ૦
નામ મધુર તમ રટ્યો નિરંતર,
શિશુ સહ પ્રેમે બોલો. મંગલ૦
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ અમીરસ ઢોળો. મંગલ૦

---

### ૫ રાગ ભીમપલાસી તીનતાલ.

સબસે ઉંચી પ્રેમ સગાઈ,
દુર્યોધનકો મેવા ત્યાગો ભાજી વિદુર ઘર પાઈ. સબસે૦
જૂઠે ફલ શબરીકે ખાયે બહુ વિધિ પ્રેમ લગાઇ,
પ્રેમકે વશ નૃપ સેવા કીન્હી આપ બને હરી નાઈ. સ૦ ૧
રાજસુયજ્ઞ યુધિષ્ઠિર કીનો તામેં જૂંઢ ઉઠાઇ,
પ્રેમકે વશ અર્જુન રથ હાંકયો ભૂલ ગયે ઠકુરાઇ. સ૦ ૨
ઐસી પ્રીતિ બઢી વૃંદાવન ગોપીન નાચ નચાઇ,
સુર કુર ઇસિ લાયક નાહીં, કહે લગ કરીં બડાઈ. સ૦ ૩

---

### ૬ રાગ સીંધ-કાફી તીનતાલ.

સંકટ કાટ મુરારી, હમરે સંકટ કાટ મુરારી,
સંકટમેં ઇક સંકટ ઉપજ્યો, અરજ કરે મૃગ નારી. સંકટ.
ઈક ઢિગ બાવર જાય ગડરીયા ઇક ઢિગ શ્વાન વિહારી,
ઇક ઢિગ જા અગ સાડી ઈક ઢિગ જા બૈઠ્યો ફંદકારી. સં૦ ૧
ઉલટી પવન બાવરકો લાગી શ્વાન ગયો સસકારી,
બરનીસે ભુજંગ જો નિકસ્યો તિન ડસ્યો ફંદકારી.. સં૦ ૨
નાચતં કુદત હરની નિકસી ભલી કરી ગિરિધારી,
સૂરદાસ પ્રભૂ તુમ્હરે દરશનકો ચરન કમલ બલિહારી. સં૦ ૩

---

### ૭ રાગ હમીર તીનતાલ.

ગુરૂબિન કોન બતાવે વાટ, બડા બિકટ યમ ઘાટ. ગુરૂબીન૦
ભ્રાંતિકી પહાડી નદીયાં બિચમેં અહંકારકી લાટ. ગુરૂ૦ ૧

મદમત્સરકા મેહ બરસત, માયા પવન બહે દાટ. ગુરૂ૦ ૨
કહત કબીરા સૂનો ભાઇ સાધો કયૌં તરના યહ ઘાટ. ગુરૂ૦ ૩

---

૮ રાગ ભૈરવી તીનતાલ.

ભજ મન રામ ચરણ સુખદાઇ. ॥ ધ્રુ૦ ॥
જીહિ ચરણનસે નિકસિ સુરસરી શંકર જટા સમાઇ,
જટાશંકરી નામ પર્યો હૈ ત્રીભુવન તારન આઈ. ભજ૦ ૧
જીહિ ચરણનકી ચરણ પાદુકા ભરત રહ્યો લવલાઇ,
સોઇ ચરણ કેવટ ધોય લીને તબ હરી નાવ ચલાઇ. ભજ૦ ૨
સોઈ ચરણ સંતન જન સેવત સદા રહત સુખદાઇ,
સોઈ ચરણ ગૌતમ રૂપી નારી પરશ પરમપદ પાઈ. ભજ૦ ૩
દંડક વન પ્રભુ પાવન કીન્હો ઋષીયન ત્રાસ મિટાઈ,
સોઇ પ્રભુ ત્રિલોકકે સ્વામી કનકમૃગા સંગ ધાઇ. ભજ૦ ૪
કપિ સુગ્રીવ બંધુ ભય વ્યાકુલ તિન જય છત્ર ફીરાઇ,
રિપુકો અનુજ વિભીષણ નિશિચર પરશત લંકા પાઇ. ભજ૦ ૫
શિવ સનકાદિક અરૂ બ્રહ્માદિક શેષ સહસ મુખ ગાઈ,
તુલસીદાસ મારૂત-સુતકી પ્રભુ નિજ મુખ કરત બડાઇ. ભજ૦ ૬

---

૯ રાગ આસા તાલ-દાદરા

દીનન દુ:ખહરન દેવ સંતન હિતકારી. દીનન૦
અજામીલ ગીધ વ્યાધ, ઇનમેં કહો કૌન સાધ,
પંછી કૂં પદ પઢાત, ગણિકા સી તારી. દીનન૦ ૧
ધ્રુવકે શિર છત્ર દેત, પ્રહલાદકો ઉબાર લેત,
ભક્ત હેત બાંધ્યો સેત, લંક પૂરી જારી. દીનન૦ ૨

તંદુલ દેત રીઝ જાત, સાગ પાત સોં અઘાત,
ગિનત નહિં જુઠે ફ્લ, ખાટે મીઠે ખારી. દીનન૦ ૩
ગજકો જબ ગ્રાહ ગ્રસ્યો, દુઃશાસન ચીર ખસ્યો,
સભા બીચ કૃષ્ણ કૃષ્ણ દ્રોપદી પુકારી. દીનન૦ ૪
ઇતને હરી આય ગયે, બચનન આરૂઢ ભયે,
સૂરદાસ દ્વારે ઠાઢો અંધરો ભિખારી. દીનન૦ ૫

---

## ૧૦ રાગ સિંધ કાફી.

પ્રભુ મોરે અવગુણ ચિત ન ધરો;
સમદરશી હે નામ તિહારો, ચાહે તો પાર કરો. પ્રભુ. ૧
ઇક નદીયા ઇક નાલ કહાવત, મૈલોહી નીર ભરો:
જબ મિલ કરકે એક વર્ણ ભયો, સુરસરી નામ પર્યો. પ્રભુ. ૨
ઇક લોહા પૂજામેં રાખ્યો, ઇક ઘર બધિક મયો;
પારસ ગુણ અવગુણ નહીં ચીંતવે, કંચન કરત ખરો. પ્રભુ. ૩
યહ માયા ભ્રમ જાલ કહાવે સુરદાસ સગરો;
અબકી બેર મોહે પાર ઉતારો નહિ પ્રણ જાત ટરો. પ્રભુ. ૪

---

## ૧૧ રાગ કાફી દીપચંદી.

અબકી ટેક હમારી, લાજ રાખો ગીરીધારી,
જૈસી લાજ રાખી અર્જુનકી ભારત યુદ્ધ મંઝારી:
સારથિ હોકે રથકો હાંકો ચક્ર સુદર્શન ધારી.
ભક્તનકી ટેક ન ટારી. ૧
જૈસી લાજ રાખી દ્રૌપદીકી હોને ન દીનિ ઉઘારી,
ખેંચત ખેંચત દો ભૂજ થાકી દુઃશાસન પચહારી;
ચીર બઢાયો મુરારી. ૨

સુરદાસકી લાજ રાખો અબકો હૈ રખવારી,
રાધે રાધે શ્રીવર પ્યારો શ્રી વૃષભાન દુલારી;
શરણ તક આયો તુમ્હારી. ૩

---

૧૨ રાગ–કાલીંગડા તીનતાલ.

બંધન કાટ મુરારી હમરે બંધન કાટ મુરારી.
ગ્રાહ ગજરાજ લડે જલ ભીતર લે ગયો અંબુ મંઝારી;
ગજકી ટેર સુની યદુનંદન તજી ગરૂડ અસવારી. બંધન. ૧.
પાંચાલી પ્રભુ કારણ મોરે પગ ધાર્યો ગીરીધારી,
પટ શઠ ખેંચત નિકસત નાહીં સકલ સભા પચહારી. બં૦
ચરણ સ્પર્શ પરમ પદ પાયો ગૌતમ ઋષિકી નારી,
ગણિકા શબરી ઇન ગતિ પાઇ બૈઠ વિમાન સિધારી. બં૦
સુન સૂન સુયશ સદા ભક્તનકો મુખ સો ભજો ઇકવારી,
બિધિચંદ દરશનકો પ્યાસો લીજીએ સુરત હમારી. બં૦

---

૧૩ રાગ–સીંધ–કાફી–દાદરા.

નામકો આધાર તેરે નામકો આધારા,
મેરી મેરી કરત પ્રીરત દિન હી રૈન સારા રે:
નજર ભરકે દેખ પ્રાણી ધુંદકા પસારા રે. નામ૦ (૧)
જમુનામેં ગેંદ ગીરી ગ્વાલ બાલ હારા રે;
કાલી નાગ નાથ લિનો કૃષ્ણ ભયો કારા રે. નામ૦ (૨)
રાજા બલિકે દ્વારે ઠાડે વામન રૂપ ધારા રે;
વીસ ભૂજા રાવણકી છિનમેં કાટ ડારા રે. નામ૦ (૩)
મથુરામેં જન્મ લીનો ગોકુલા સીધારા રે;
કંસકો નિરવંશ કિનો મોર મુગટવારા રે. નામ૦ (૪)

### ૧૪ રાગ—ભૈરવી—દાદરા

રચ્યા પ્રભુ તૂને યહ બ્રહ્માંડ સારા:
પ્રાણોંસે પ્યારા તૂ હી સબસે ન્યારા. રચ્યા૦
તૂ હી ભાઈ બંધુ તૂ હી જગતજનની;
સકલ જગતમેં એક તેરા પસારા. રચ્યા૦ (૧)
ધર્મ દુધસે માતા તુમ હમકો પાલો;
દેઓ ખોલ વિદ્યાકા અપને ભંડારા. રચ્યા૦ (૨)
નમા કર સીસ પ્રભુ વિનતી હમારી:
દેઓ દાન ભક્તિકા હોવે વિસ્તારા. રચ્યા૦ (૩)

---

### ૧૫ રાગ—ભૈરવી તાલ—કેરવા.

બીત ગયે દીના ભજન બિનારે,
ભજન બિનારે, ભજન બિનારે, ભજન બિના રે. બીત૦
બાલ અવસ્થા ખેલ ગવાયો,
જબ જવાનિ તબ માન કિયા રે. બીત૦ (૧)
લાહે કારણ મૂલ ગવાયો,
અજહુ ન મિટિ તેરી મનકી તૃષ્ણા રે. બીત૦ (૨)
કહત કબીરા સૂનો ભાઈ સાધો,
પાર ઉતર ગયે સંત જના રે. બીત૦ (૩)

---

### ૧૬ રાગ—પીલુ દીપચંદી.

ઇસ તન ધનકી કૌન બડાઈ
દેખત નયનોમેં મીટ્ટી મીલાઇ. ઇસ૦
અપને ખાતર મ્હેલ બનાયા,
આપહિ જાકર જંગલ સોયા. ઇસ૦ (૧)

હાડ જલે જૈસે લકરીકો મોલી,
બાલ જલે જૈસી ઘાસકી પોલી. ઇસ૦ (૨)
કહત કબીરા સૂન મેરે ગુનીયા,
આપ મુવે પીછે ડુબ ગઇ દુનીઆ. ઇસ૦ (૩)

---

૧૭ રાગ—બીહાગ તીન તાલ.

નામ જપન ક્યોં છોડ દીયા ?
ક્રોધ ન છોડા જુઠ ન છોડા,
સત્ય બચન ક્યોં છોડ દીયા. નામ૦
જુઠે જગમેં દીલ લલચાકર,
અસલ વતન ક્યોં છોડ દીયા ?
કૌડીકો તો ખૂબ સમ્હાલા,
લાલ રતન ક્યોં છોડ દીયા. નામ૦ ૧.
જીહી સુમરન તે અતિ સુખ પાવે,
સો સુમરન ક્યોં છોડ દીયા ?
ખાલસ એક ભગવાન ભરોંસે,
તન મન ધન ક્યોં ન છોડ દીયા. નામ૦ ૨.

---

૧૮ રાગ—બીહારી તીન તાલ.

જય જગદીશ હરે,
ભક્ત જનોંકા સંકટ છીનમેં દૂર કરે;
જો ધ્યાવે ફલ પાવે, દુખ બિનસે મનકા. જય.
સુખ સંપતી ગૃહ આવે કષ્ટ મીટે તનકા;
માત પીતા તુમ મેરે શરણુ ગહુ કીસકી,
તુમ બીના ઔર ન દુજા આસ કરૂં જીસકી. જય. (૧)

તુમ પૂરણ પરમાત્મા તુમ અંતર્યામી,
પારબ્રહ્મ પરમેશ્વર તુમ સબકે સ્વામી;
તુમ કરૂણાકે સાગર, તુમ પાલન કરતા,
મૈં મુરખ ખલ કામી, કૃપા કરો ભરતા. જય૦ (૨)
તુમ હો એક અગોચર સબકે પ્રાણપતી,
કીસ વિધ મિલું ગુંસાંઇ તુમકો મૈં કુમતી;
દીનબંધુ દુઃખહરતા ઠાકર તુમ મેરો,
અપને હાત ઉઠાવો દ્વાર પર્યો તેરો;
વિષય વિકાર મિટાવો પાપ હરો દેવા,
શ્રદ્ધા ભક્તિ બઢાવો સંતનકી સેવા. જય૦ (૩)

---

૧૯ રાગ–ભૈરવી તીન તાલ.

માઇ સરસ્વતી શારદા,
વિદ્યાદાની દયાની દુઃખહરની,
જગતજનની જ્વાલામુખી માતા,
દીજે સુબૂધી સેવક જાન ઇતનો;
અપનો કર બખ્શ દીજે,
તાલ તાન કર સુહાગ બુધ અલંકાર. માઇ૦

---

૨૦ રાગ–ખમાચ, દાદરા.

મેરે તો ગીરીધર ગોપાલ, દુસરા ન કોઇ.
જાકે શીર મોર મુકુટ મેરો પતિ સોઇ;
શંખ ચક્ર ગદા પદ્મ કંઠ માલ સોઇ. મેરે૦ (૧)
તાત માત સુત ન ભ્રાત, અપનો ન કોઈ,
છાંડ દઇ કુલકી કાન કયા કરેગા કોઈ. મેરે૦ (૨)

સંતન સંગ બૈઠ બૈઠ લોક લાજ ખોઈ;
અબતો બાત ફૈલ ગઈ જાને સબ કોઈ. મેરે૦ (૩)
અંસુઅન જલ સીંચ સીંચ, પ્રેમ બેલ બોઈ;
મીરાં પ્રભુ લગન લગી હોની હો સો હોઈ. મેરે૦ (૪)

---

૨૧ રાગ–પહાડી, ખમાચ. ધુમાલી.

મેરે રાણાજી મેં ગોવિંદ ગુણ ગાના,
રાજા રૂઠે નગરી રકખે અપની,
મૈં હર રૂઠ્યા કહાં જાના. ગોવીંદ૦ (૧)
રાણે ભેજા જહર પ્યાલા,
મૈં અમૃત કર પીજાના. ગોવીંદ૦ (૨)
ડબીઆમેં કાલી નાગ ભેજા,
મૈં શાલીગ્રામ કર જાના. ગોવીંદ૦ (૩)
મીરાંબાઈ પ્રેમ દીવાની,
મૈં સાંવરિયાં વર પાના. ગોવીંદ૦ (૪)

---

૨૨ રાગ–માલકંસ, તીનતાલ.

મોરી લાગી લટક ગુરૂ ચરનકી,
ચરન વિના મુઝે કછુ નહીં ભાવે;
ઝુઠ માયા સબ સપનનકી. મોરી. (૧)
ભવ સાગર સબ સૂખ ગયા હૈ,
ફીકર નહીં મુઝે તરનનકી. મોરી. (૨)
મીરાં કહે પ્રભુ ગીરીધર નાગર,
ઉલટ ભઈ મોરે નયનનકી. મોરી. (૩)

---

૨૩ રાગ–ખમાચ–ધુમાળી.

વૈષ્ણુવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તોયે, મન અભિમાન ન આણે રે. વૈ૦
સકળ લોકમાં સહુને વંદે, નિંદા ન કરે કેની રે:
વાચ કાછ મન નિશ્ચલ રાખે, ધન ધન જનની તેની રે. વૈ૦
સમ દ્રષ્ટી ને તૃષ્ણા ત્યાગી, પરસ્ત્રી જેને માત રે;
જીભ્હા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથ રે. વૈ૦
મોહ માયા વ્યાપે નહિ જેને, દ્રઢ વૈરાગ જેનાં મનમાં રે;
રામ નામશું તાળી લાગી, સકળ તીરથ તેના તનમાં રે. વૈ૦
વણ લોભી ને કપટ રહીત છે, કામ ક્રોધ નિવાર્યા રે.
ભણે નરસૈયો તેનું દરશન કરતાં કુળ એકોતેર તાર્યા રે. વૈ૦

---

૨૪ રાગ–ધનાશ્રી તીન તાલ.

રામ બાણ વાગ્યાં હોય તે જાણે. (૨)
ધ્રુવજીને વાગ્યાં પ્રહલાદજીને વાગ્યાં, ઠરીને બેઠા ઠેકાણે;
ગર્ભવાસમાં શુકદેવજીને વાગ્યાં, વેદ વચન પરમાણે. રામ૦
મયુરધ્વજ રાજાનાં મન હરી લેવા વ્હાલો પધાર્યા તે ઠામે;
કાશીએ જઇને કરવત મેલાવ્યાં, પુત્ર પત્ની બેઉ તાણે. રામ૦
બાઈ મીરાં ઉપર ક્રોધ કરીને, રાણો ખડગ લેઇ તાણે;
ઝેરના પ્યાલા ગિરિધરલાલે, અમૃત કર્યા એવે ટાણે. રામ૦
નરસિંહ મ્હેતાની હુંડી સ્વીકારી, બેપ કરી ખરે ટાણે;
અનેક ભકતોને એણે ઉગાર્યો, ધનો ભગત ઉર આણે. રામ૦

---

૨૫ રાગ-બાગેશ્રી તાલ ધમાર-અગર-નેવરા.

દીનનાથ દયાળ નટવર હાથ મ્હારો મૂકશો માં;
હાથ મ્હારો મૂકશોમાં હાથ મ્હારો મૂકશો માં.-દીન૦
આ મહા ભવસાગરે ભગવાન હું ભૂલો પડયો છું;
ચૌદલોકનિવાસ ચપલાકાન્ત આ તક ચૂકશો માં.-દીન૦
ઓથ ઈશ્વર આપનો સાધન વિષે સમજું નહિ હું;
પ્રાણ પાલક પોત જોઈ શંખ આખર ફુંકશો માં.-દીન૦
માત તાત સગાં સહોદર, જે કહું તે આપ મારે;
હે કૃપામૃતના સરોવર, દાસ સારૂ સૂકશો માં.-દીન૦
શરણ કેશવલાલનું છે ચરણ હે હરી રામ તારે;
અખિલનાયક આ સમે ખોટે મશે પણ ખૂટશો માં.-દીન૦

---

૨૬ રાગ છાયા-ખમાચ તીનતાલ.

મારી નાડ તમારે હાથ પ્રભુ સંભાળજો રે.
મુજને પોતાનો જાણીને પ્રભુ પદ પાળજો રે. મારી૦
પથ્યા પથ્ય નથી સમજાતું, દુઃખ સદૈવ રહે ઉભરાતું,
મને હશે શું થાતું, નાથ નિહાળજો રે. મારી૦ ૧
અનાદિ આપ વૈદ્ય છો સાચા કોઈ ઉપાય વિષે નવ કાચા,
દિવસ રહ્યા છે ટાંચા, વેળા વાળજો રે. મારી૦ ૨
વિશ્વેશ્વર શું હજી વિસારો, બાજી હાથ છતાં કાં હારો ?
મહા મુઝારો મારો, નટવર ટાળજો રે. મારી૦ ૩
કેશવ હરી મારૂં શું થાશે, ઘાણ વળ્યો શું ગઢ ઘેરાશે ?
લાજ તમારી જાશે ભૂધર ભાળજો રે. મારી૦ ૪

૨૭ રાગ છાયા–ખમાચ તીનતાલ.

સદ્ગુરૂ શરણ વિના અજ્ઞાન તીમીર ટળશે નહી રે,
જન્મ મરણ દેનારૂં બીજ ખરૂં બળશે નહીં રે. સદ્ગુરૂ૦
પ્રેમામૃત વચપાન વિના, સાચા ખોટાના ભાન વિના,
ગાંઠ હૃદયની જ્ઞાન વિના ગળશે નહી રે. સદ્ગુરૂ૦
શાસ્ત્ર પુરાણ સદા સંભારે તનમન ઇંદ્રિય તત્પર વારે,
વગર વિચારે વળ માં સુખ રળશે નહી રે. સદ્ગુરૂ૦
તત્વ નથી મારાતારામાં સુજ્ઞ સમજ નરતા સારામાં,
સેવક સુત દારામાં દિન વળશે નહી રે. સદ્ગુરૂ૦
કેશવ હરીની કરતાં સેવા પરમાનંદ બતાવે તેવા,
શોધ વિના સજ્જન એવા મળશે નહી રે. સદ્ગુરૂ૦

---

૨૮ રાગ ભૈરવી–તીનતાલ.

હે જગત્રાતા, વિશ્વવિધાતા હે સુખશાંતિનીકેતન હે.
પ્રેમકે સિંધો, દીનકે બંધો, દુઃખ દરીદ્ર વિનાશન હે;
નિત્ય, અખંડ, અનંત, અનાદી, પૂરણ બ્રહ્મ, સનાતન હે.
જગઆશ્રય, જગપતી જગવંદન, અનૂપમ અલખ નિરંજન હે;
પ્રાણસખા, ત્રિભૂવનપ્રતિપાલક, જીવનકે અવલંબન હે.

---

૨૯

હરીજન નથી થયો તું રે, વૈષ્ણવ નથી થયો તું રે;
શીદ ગુમાનમાં ઘુમે, વૈષ્ણવ નથી થયો તું રે. હરી૦
હરીજન જોઇ હૈડું નવ હરખે, દ્રવે ન હરીગુણ ગાતાં;
કામ ધામ ચટકી નથી ફટકી ક્રોધે લોચન રાતાં. હરી૦

તુજ સંગે કોઇ વૈષ્ણુવ થાયે તો તું વૈષ્ણુવ સાચો;
તારા સંગનો રંગ ન લાગે, ત્યાં લગી તું કાચો. હરી૦

---

૩૦

કયું મન જીવન સાર બીસારા.—કયું મન૦
વિષય પરાયણ હોય જગતમેં;
ફીરે અંધ મતવારા. કયું મન૦
ધન દારા સુત કામ ન આવે;
જીન પર કહો સતારા. કયું મન૦
જીસ જગમેં તું ભૂલ રહા હે;
દો દીનકા હે ગુજારા. કયું મન૦
જીવન પર નહિ લાભ કરે તો;
જીસસે હો નિસ્તારા. કયું મન૦

---

૩૧ રાગ ભીમપલાસ–તીનતાલ.

પ્રભુ પામરને પા.......વન કરી લ્યો;
હું દાસ તમારો. પ્રભુ૦
સ્મરણ કરૂં છું સાત્વિક ભાવે;
વિનતિ દાસની માન્ય કરો. પ્રભુ૦
ભવસાગરના નાથ કહો છો;
દુ:ખથી મુજને પાર કરો.–હું દાસ તમારો. પ્રભુ૦

---

૩૨ રાગ દેશ–તાલ દાદરા.

તું દયાળ, દીન હું, તું દાની, હું ભિખારી;
હું પ્રસિદ્ધ પાતકિ, તું પાપ પુંજ હારી. તું૦

નાથ તું અનાથકો અનાથ કોન મોસો;
મો સમાન આરત નહિ, આરત હર તોસો. તું૦
બ્રહ્મ તું, હે જીવ હું, તું ઠાકુર, હું ચેરો;
તાત માત ગુરૂ સખા તું સબ વિધ હિત મેરો. તું૦
તોહી મોહી નાતે અનેક માનીએ જો ભ.વે;
જોયો તુલસી કૃપાળ ચરન શરન પાવે. તું૦

---

૩૩ રાગ—કલ્યાણ.

જગ મન્દિર પ્રેમની મૂર્તિ ધરી;
પ્રભુની જગમાં બલીહારી ખરી.
રસભર રચના કીરતારે કરી—જગ૦
બાલક પ્રેમે માતા નયનો અમીરસ ભાવે જાય ઠરી;
ભાઈ બ્હેનના ભાન્ડુ પ્રેમમાં જગત વિશુદ્ધ
જાય વારી.—જગ૦

---

૩૪ રાગ ભૈરવી તાલ—દાદરા.

દયાસિંધુ દીનબંધુ તુજ દ્વારે આવ્યો આજ
ગાઉં ગાથા સુરભરી એક માગું તારૂં નામ
ઢુંડી ઢુંડી થાકયો ફરી યુગ યુગ ઠામ ઠામ;
મળી નહિ ભીક્ષા તોયે હોય જેમાં તારૂં નામ.
બહુ દિને હાથ લાગ્યો સાચો દાની સાચો શ્યામ;
કોણ છોડે દ્વાર એનું ભિક્ષા વિણ ઠાલી ઠામ.
હીરા મોતી માગું નહિ જગ માને જે આરામ;
માગું રાજપાટ નહિ, માગું ભિક્ષા રામ નામ.

---

૩૫ રાગ સિંધોરા તાલ-દાદરા.

ધન્ય દીન દયાલુ તું પ્રભુ ધન્ય તું પરમેશ્વરા;
ધન્ય યહ કૃપા હય તેરી ધન્ય તું પરમેશ્વરા.
ધન્ય દયા દીન પર દાતા તુંહિ સંસારદા;
ધન્ય કરૂણા સિંધુ સ્વામિ જો કિસે નવિ શારદા.
હાથ જોડ નમાય મસ્તક ચરણ વંદન કીજીએ,
ધન્ય પ્રભુ મહિમા તેરી જીસ રટે સુખ દીજીએ.-ધન્ય૦

---

## चर्पटपंजरिका स्तोत्रभाग.

(१) दीनमपि रजनी सायंप्रातः शिशिरवसन्तौ पुनरायातः
काल: क्रीडति गच्छत्यायुस्तदपि न मुंचत्याशावायु
भज गोविंदं भज गोविंदं गोविन्दं भज मूढमते
प्राप्ते सन्निहिते मरणे नहि नहि रक्षति डुकृञ्करणे

હે મૂઢ ! ગોવિંદને ભજ, ગોવિંદને ભજ. જ્યારે મરણકાળ પાસે આવી લાગશે, ત્યારે વ્યાકરણમાંથી ગોખેલાં સૂત્રો કામ આવવાનાં નથી. દિવસ અને રાત, સાંજ અને સવાર, શિયાળો અને વસંત આવે જાય છે: અને એ રીતે કાળ પોતાની રમત રમ્યો જાય છે, ને આયુષ્ય ચાલ્યું જાય છે; છતાં આશારૂપી વાયુ માણસને છોડતો જ નથી ! ૧.

(२) जटिलो मुण्डी लुञ्चित केशः काषायांबर बहुकृत वेषः
पश्यन्नपि च न पश्यति मूढ उदरनिमित्तं बहुकृत वेषः

કોઇ જટા રાખે છે, કોઈ ( માથું ) મુંડાવે છે, અને કોઇ કેશ–લોચન કરાવે છે; ભગવાં વસ્ત્રથી વિવિધ પ્રકારના વેષ ધારણ કરે છે. છતાં પેટ ભરવા માટે બહુ પ્રકારના વેષ કરવાવાળો મૂઢ ઉઘાડી આંખ છતાં ( કાળનો ખેલ ) જોતો નથી ! ૨.

(३) अङ्गं गलितं पलितं मुण्डं दशनविहिनं जातं तुण्डम्
वृद्धो याति गृहीत्त्वा दण्डं तदपिन मुञ्चत्याशापिण्डम्

ગાત્રો ગળી ગયાં છે, માથે પળિયાં આવ્યાં છે, મોઢું બોખું બન્યું છે, ડોસાને લાકડી લઈને ચાલવું પડે છે. તો પણ એ આશાના લાડુને છોડી શકતો નથી ! ૩.

(४) पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननि जठरे शयनम्
इह संसारे भव दुस्तारे कृपया पारे पाहि मुरारे

ફરી ફરી જનમવું, અને ફરી ફરી મરવું, અને વળી પાછું માતાના ઉદરમાં પડવું. હે મુરારિ ! અપાર અને દુસ્તર સંસાર સાગરના આ સંકટમાંથી તારી કૃપા વડે મને બચાવ. ૪.

(५) पुनरपि रजनी पुनरपि दिवसः पुनरपि पक्षः पुनरपि मासः
पुनरप्ययनं पुनरपि वर्षं तदपि न मुंचत्याशामर्षम्

પાછી રાત, અને પાછો દિવસ, પાછો પક્ષ અને પાછો માસ, પાછું અયન, અને પાછું વર્ષ આવે છે અને જાય છે; છતાં આશાનો વળગાડ છૂટતો નથી. ૫.

(६) गेयं गीतानाम सहस्रं ध्येयं श्रीपति रुपमजस्रम्
नेयं सज्जन संगे चित्तं देयं दीनजनाय च वित्तम्

પ્રાણીએ ગીતા અને સહસ્ર નામ ગાવાં ઘટે, કમળાપતિના રૂપનું નિરન્તર ધ્યાન ધરવું ઘટે, સત્પુરૂષોના સંગમાં ચિત્તને પરોવવું ઘટે, અને દીનજનોને ધન આપવું ઘટે. ૬.

---

૧ રાગ–બીહાગ.

ધર ધ્યાન નિશદીન નટવરનું મન.
ભાવ ધરીને વીભૂ નિશ્ચય તારે;
દીન દયાળ પ્રભૂ છે જ્યારે,
ભક્ત તણાં સંકટ એ ભાગે.
ભવભીડભંજન નામજ ધારે,
ધાય ત્રીભૂવન પ્રેમથી ભારે.–ધર૦
માયા સુખ સ્વપ્નાનું સમજી,
મીથ્યા રહે તું શાને વળગી;
સમજ્યું છે તને શું સમજાવું,
વખત વહી જશે ચેત ચેતાવું.–ધર૦
છેલ બટુક થઇ ફાંકડો ફરતો,
અધમ રીતે મસ્તાન જ બનતો;
માના ઉદરમાં ગોથાં ખાતો,
કહે તને કોણે મૂક્ત કર્યો તો.–ધર૦
મારૂં મારૂં કહી મૂખે વદતો,
મોહ અને ઇર્ષામાં ભમતો;
ઝેર વેર છોડીને ભાઇ
પ્રભૂથી પ્રીત કર સાચી સગાઈ.–ધર૦

સદાચરણ ને રૂડી નીતી,
પરમેશ્વરમાં રાખ જ પ્રીતી;
રામ કહે તું પાવે નક્કી,
અચળ ધામની રિદ્ધી સિદ્ધી.—ધર૦

---

૨ રાગ—રઘુપતી રામ.

જાગી જોને તું જીવ અભાગી રે,
જગ તણી તજી દે ઉપાધી રે;
પ્રભૂ નામ મૂખે છે ઉચ્ચારી,
ભજી લેને રામ સદા સુખકારી રે.
ધન ગર્વ મહીં ખુબ મ્હાલે રે,
ભક્તિ જ્ઞાન થકી દુર નાસે રે;
કાળ તલપી રહ્યો તવ માથે,
ભજી લેને રામ૦
છેલ ફાંકડો થઇને ચાલે રે,
શુભ જ્ઞાન નહીં ઉર ધારે રે;
વિષયાંધ બની બહુ રાચે,
ભજી લેને રામ૦
જીવ મોહ માયાને મેલી રે,
હરિ નામ તણી કર હેલી રે;
અંતકાળે વીભૂ થાય બેલી,
ભજી લેને રામ૦
નિશ દીન હરિનું ધ્યાન ધરજે રે,
સંસાર તણું કામ કરજે રે;

આપો આપ પ્રગટ પ્રભૂ થાશે,
ભજી લેને રામ૦

જેણે જગપતીને વશ કીધા રે,
તેણે ભક્તિ તણા લ્હાવ લીધા રે;
કાર્ય સર્વ રૂડાં એણે કીધાં,
ભજી લેને રામ૦

રામ પ્રીતે વદે મૂખ વાણી રે,
કર જોડી નમે પાય લાગી રે;
સ્હાય થાજો શ્રી સારંગપાણી,
ભજી લેને રામ૦

---

૩ રાગ–ધનાશ્રી.

સ્હાય કરે જગરાય ભક્તની સ્હાય કરે જગરાય.
વગર વીલંબે ધાય ભક્તની સ્હાય કરે જગરાય.
શુદ્ધ પ્રેમની ભક્તિ જુએ એવા દીન દયાલ,
આડંબર ત્યાં કામ ના આવે માટે ધરો વિચાર.–ભક્ત૦
ઘરનો ધંધો સાચવે ને રૂદે રહે કીરતાર,
એ રીતે જો ધ્યાન ધરે તો ભવજળ ઉતરે પાર.–ભક્ત૦
તીલક માળા ધારે ને જો પૈસા ખરચે હજાર,
નિંદા સાથે ભક્તિ કરે તો, પાર પડે ન લગાર.–ભક્ત૦
સર્વ ઇંદ્રીઓ વશમાં રાખે પ્રભૂ પર અર્પણ પ્યાર,
રામ કહે હરી હેતે આવે, તારે ખલ સંસાર.–ભક્ત૦

૪ રાગ—સોરઠ.

સચ્ચિદઘન સુખકારી હે રામા.
સંત તણા ઉપકારી રે રામા.—સંત તણા૦

જ્યોતિ રૂપે જગમાં વ્યાપો,
વિવિધ લીલાઓ પ્રસરાવો,
તાપ ત્રિવીધી મનના તમે કાપો.—સંત તણા૦

જગના સર્વ પ્રાણી નચાવે,
અસંખ્ય ગોળાઓ ગબડાવે,
અનેક માયા મોહ ઉપજાવે.—સંત તણા૦

એક સ્વરૂપ પણ અનેક રૂપે,
જેવી ભક્તિ તેવે ભાવે,
દર્શન દે છે ત્રીભુવન નાથ.—સંત તણા૦

મને તમારી આશા મોટી,
તમે જુઓ છો જનની કસોટી,
મીથ્યા મોહમાં શાને ફસાવો.—સંત તણા૦

અંત સમય પ્રભૂ થાજો બેલી,
તે વખતે મૂકશો ના ઠેલી,
પરમ શાંતી પ્રભૂપ્રેમીને આપો.—સંત તણા૦

રામ તણી વીનંતી ઉર ધારો,
વગર વીલંબે પ્રભૂ પધારો,
જન્મ મરણનો ફેરો ટાળો.—સંત તણા૦

---

## ૫ રાગ—ભીમપલાસી.

જગદીશ્વર જગ આધાર વીભૂ, શ્રી રણછોડરાય કૃપાળુ પ્રભૂ.
દીન દયાળુ નામ તમારૂં, તમ વીણ કોને શરણે જાઉં;
કૃપા કરીને ભવથી તારો, એજ વીનતી છે મારી.—જગ૦
વિધ વિધ માયાઓ પ્રસરાવી, સૂર મુનીવરનાં ભાન ભુલાવી,
અતી લીલા જગમાં વિસ્તારી, પાર ન પામે નર કે નારી.—જ૦
જળમાં સ્થળમાં વાસ છે વીભૂનો, પ્રભૂવીણ હાલી ઠામ ન જાણો,
જે જે મનમાં ઘાટ ઘડો તે, અંતર્યામી સઘળું જાણે.—જ૦
ગીતા જ્ઞાનથી જાણી લેજો, હરીહરમાં કાંઈ ભેદ ન ગણજો,
પ્રભૂના પ્રેમી સમજી લેજો, રામ કહે તે ચિત્તમાં ધરજો.—જ૦

---

## ૧

ઓચિંતાના તે સંત પધારીઆ રે;
વિદ્યાનંદજી અમૃત રસ લાવીઆ રે. ઓચિંતાના૦
મ્હેર કીધી અમદાવાદ શહેરમાં રે;
ગીતા જ્ઞાન સુણાવ્યું ઘણા પ્રેમમાં રે. ઓચિંતાના૦
વિદ્યાનંદજીએ ભાન ભૂલાવીઆં રે;
પ્રભુ પ્રેમમાં સૌને ડુલાવીઆ રે. ઓચિંતાના૦
ઓરડી મીલમાં રસ ઘોળાય છે રે;
ઘણા પ્રેમથી રસ પીવાય છે રે. ઓચિંતાના૦
જેનાં ભાગ્ય હશે તે પામશે રે;
તેના હૃદય પ્રભુ પ્રેમ જાગશે રે. ઓચિંતાના૦
આ તો અમુલ્ય વખત વહી જાય છે રે;
સ્વામી ગયે પસ્તાવો બહુ થાય છે રે. ઓચિંતાના૦

જ્ઞાનગંગામાં જે જન ન્હાય છે રે;
કહે સેવક પરમ પદ પાય છે રે. ઓચિંતાના૦

---

૨

ભવસાગરથી નાવડી હમારીરે, તારો તારો ગુરૂજી એકવારી,
તોફાનમાં પડી નાવડી હમારી બુડવાની થઈ છે તૈયારી રે:
કામના કછવાને મોહના મછવા મદ મત્સરથી લેજો
—ઉગારી રે. તારો૦

લોભે તણાતો મહી જાળમાં ફસાયો ને માયાનું નીર ભર્યું ભારી;
ગોળ કુંડાળું ફરે નાવડી હમારી, હવે બુડવાની થઇ છે
—તૈયારી રે. તારો૦

પ્રભુ કૃપાએ મારા સ્વામીજી પધાર્યા ને નાવડીને ખૂબ હલકારી:
સંતોષ રૂપી સઢ મુકયો છુટયો એવા ભકતોને લીધા
—ઉગારી રે. તારો૦

---

૩

હે કૃષ્ણ પ્યારે સાંવરે દર્શન દીખાતે (૨) કયું નહિ રે.
દીલ ધડકતા હય મેરા જલવા દીખાતે— કયું નહિ રે.
અર્જુનકો ગીતા સુનાઈ આપહી રથમેં બેઠકે;
એકહિ વચન તુમારે મુખકા હમકો સૂનાતે— કયું નહિ રે.
વૃંદાવનકી કુંજમે ફીરતે બજાતે બંસરી;
મન હરણ ઓ મોરલી હમકો સૂનાતે— કયું નહિ રે.
જબસેં ગોકુલ છોડકે મથુરામેં જાકર બસેં;
યમુના તટપર આનકર ધેનુ ચરાતે— કયું નહિ રે

આ જીંદગીકા કયા ભરૂસા મીલનો હય તો આ મીલો;
નહિ તો અપને કરમેં લેકર ખંજર લગાતે- કયું નહિ રે.
પતિત પાવન નામ સૂનકે આકે ચરણોમેં ગીરા;
મન મોહન એ મોહની સુરત દીખાતે- કયું નહિ રે.
સ્વામિ વિદ્યાનંદકે આકે શરણ તેરી પડા:
કૃષ્ણ પ્યારે બંસીવાલે હમકુ બુલાતે- કયું નહિ રે.

---

૪

હું કયાં ઢુંઢું પ્રેમી પ્રભુનો મારગ મુજને બતાવો,
હું ઢુંડી રહ્યો ભવસાગરમાં તરતાં મુજને શીખાવો;
આ સંસાર છે મોટો દરીઓ હું અવિદ્યાથી તેમાં પડીઓ,
જઇ વિદ્યાનંદ ચરણે અડીઓ.-હું કયાં૦
મ્હને જ્ઞાન તણી ગોળી આપી, મારી શંકા સૌ નાંખી કાપી;
એવા પ્રેમી પ્રભુના મેળાપી.-હું કયાં૦
અતિ સુંદીર મંત્ર મને આપ્યો, મ્હેં કીધા છે તેના જાપો;
મ્હારા હૃદય કમળ ૐકાર વ્યાપ્યો.-હું કયાં૦
હવે અંતર દષ્ટી મ્હેં કીધી, આ અમૃતની પ્યાલી પીધી;
મ્હેં સદ્‌ગુરૂની ચાવી લીધી.-હું કયાં૦
વિદ્યાનંદજીનો મીઠો મેવા તે હૃદય પાત્ર માંહી લેવો;
સેવકને અનુભવ છે એવો.-હું કયાં૦

---

૫

એવા સંતની બલીહારી જઇએ ચરણ કમળ પરવારી,
જેનાં અંતર રહે અહોનિશ શાન્ત ને અવિકારી;
શાંત ને અવિકારી, પ્રભુભક્તિની રહે ખુમારી. એવા૦

સાખી.

ધન્ય ધન્ય છે જીવન એવાં;
હરી ભક્ત જન હરી જેવા.
અધમ તણાં ઓદ્ધારક થાતાં પરદુઃખ ભંજનકારી. એવા૦

સાખી.

જેણે લીધાં સંતનાં શરણાં;
ટળીઆં તેનાં જન્મ ને મરણાં.
જય જય સદ્‌ગુરૂ વિદ્યાનંદજી, ભવજલથી ર્યો તારી. એવા૦

---

૬

પોષ વદ ૪ ને તા. ૧૦-૧-૨૮ ભીએ પરમહંસ સ્વામિશ્રી વિદ્યાનંદજી મહારાજ કાશી તરફ જવાના હોવાથી રચેલું તે તા. ૧૨-૧-૨૮ મીએ અર્પણ કર્યું.

**यदा यदा हि धर्मस्य ग्लानिर्मवति भारत**
**अभ्युत्थानम धर्मस्य तदात्मानं सृजाम्यहम**
**परित्राणाय साधुनां विनाशाय च दुष्कृताम**
**धर्म संस्थापनार्थाय संभवामी युगे युगे**

## સ્વામિશ્રી વિદ્યાનંદજી મહારાજને ચરણે.

ગીતાનું જ્ઞાન દેનારા, સહુનું શુભ કરનારા:
અમોને શાન્તિ દેવાને ફરીથી આવશો ક્યારે ? ૧
રાજનગરમાં પધારીને, ઉંઘેલાંને જગાડીને;
અંધશ્રદ્ધાથી બચાવાને પ્રભુ પગલાં થશે ક્યારે ? ૨
ગીતામૃત પાન પાઇને, હૃદય સૌનું હરી લઇને;
ગીતા બંસી બજાવાને પ્રભુ પગલાં થશે કયારે ? ૩

હૃદયનો દીપ પ્રકટાવી, અમો સૌને કીધાં ઘેલાં;
હરીનાં ગાન ગાવાને પ્રભુ પગલાં થશે કયારે ? ૪
હરી દર્શન કરાવાને, પ્રભુએ જન્મ લીધો છે;
સહુનાં દુઃખ હરવાને, પ્રભુ પગલાં થશે કયારે ? ૫
અમો સૌના ગુરૂજી છો, ગુણોનો તો ખજાનો છો;
ગીતામૃત પાન પાવાને, પ્રભુ પગલાં થશે કયારે ? ૬
વિદ્યાનંદ નામ ધરાવીને, ગીતા વિદ્યા શીખાવો છો;
અમો પાતક ટળાવાને પ્રભુ પગલાં થશે કયારે ? ૭
પ્રભુનાં પ્રેમી તો કીધાં, પ્રભુમાં પ્રીત લગાડી છે;
પ્રભુનું સત્ય દર્શાવા પ્રભુ પગલાં થશે કયારે ? ૮
હૃદયનાં દ્વાર ખોલીને, હૃદયે શાન્તિ રેડો છો;
હૃદયમાં ॐ જગાવાને, પ્રભુ પગલાં થશે કયારે ? ૯
અમો સૌનાં હૃદય રડતાં, પ્રભુના દુર જાવાથી;
હૃદય ભાનુતણું વિનવે પ્રભુ પગલાં થશે કયારે ? ૧૦

---

૯

**ज्योतिषामपि तज्ज्योतिस्तमसः परमुच्यते**
**ज्ञानज्ञेयं ज्ञानगम्यं हृदि सर्वस्य धिष्ठितम्**

ગી. અ. ૧૩, શ્લોક ૧૭.

જ્યોતિઓનો ય તે જ્યોતિ, કહ્યો અન્ધારથી પર
જ્ઞાન જ્ઞેય જ્ઞાન લભ્ય વસેલો સર્વને હૃદે.

**यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा**
**तत्तदेवावगच्छत्वं मम तेजोंऽशसंभवम्**

ગી. અ. ૧૦, શ્લોક ૪૧.

જે જે ઐશ્વર્યવાળું હો શોભીતું વા પરાક્રમી
તે તે સૌ જાણજે મ્હારા થયેલું તેજ અંશથી.

**गुरुर्ब्रह्मा गुरुर्विष्णु गुरुर्देवो महेश्वर**
**गुरुसाक्षात परब्रह्म तस्मै श्री गुरुवे नमः**

ગુરૂ એજ બ્રહ્મા છે, ગુરૂ એજ વિષ્ણુ છે, ગુરૂ દેવોનો મહાદેવ છે. ગુરૂજ સાક્ષાત પરબ્રહ્મ છે, શ્રી ગુરૂને હું નમસ્કાર કરૂં છું.

---

પરમહંસ સ્વામિ શ્રી વિદ્યાનંદજી મહારાજની જયંતિ નિમિત્તે તા. ૧૩-૧-૨૮ માએ પોષ વદ ૬ ને દીવસે તૈયાર કરી. તા. ૧૪-૧-૨૮ મા પોષ વદ ૭ ને દિવસે જયંતિ ઉજવવાને દિવસે અર્પણ કર્યું.

૮

આજ છે આજ છે આજ છે રે
ગુરૂજીની જયંતી આજ છે.
પ્રેમી ભક્તજનોમાં સદ્‌ભાગ્ય છે રે. ગુરૂજીની૦ ૧
રાજનગરમાં સ્વામિજી પધાર્યા,
પ્રભુ જ્ઞાન તણા ભંડાર છે રે. ગુરૂજીની૦ ૨
બોરડી મીલમાં કથા કરીને,
ગીતાનું જ્ઞાન દેવાય છે રે. ગુરૂજીની૦ ૩
ભક્તિનો માર્ગ સીધો સુણાવે,
ભક્તોનાં મન હરખાય છે રે. ગુરૂજીની૦ ૪
ધન્ય ગુરૂજીના માતા-પિતાને,
જે હરી રૂપે ઓળખાય છે રે. ગુરૂજીની૦ ૫

ત્રેત્રીસ વર્ષ પૂરાં કરીને,
ચોત્રીસમાં પગલાં દેવાય છે રે. ગુરૂજીની૦ ૬
ચીરંજીવી છો ચીરંજીવ રહેજો,
કહેતાં ભક્ત હૃદય હરખાય છે રે. ગુરૂજીની૦ ૭
હરી દર્શન ભકતોને કરાવવા,
અવતારી પ્રભુજી ઓળખાય છે રે. ગુરૂજીની૦ ૮
ગુરૂજીના હૃદયમાં હરીહર વસ્યા છે,
ક્ષણે ક્ષણે હરીગુણ ગાય છે રે. ગુરૂજીની૦ ૯
વિભુની વિભુતિ વિદ્યાનંદજીમાં,
તેનો પ્રત્યક્ષ અનુભવ થાય છે રે. ગુરૂજીની૦ ૧૦
પ્રેમી હૃદયના અંતરની ઉર્મી છે,
પ્રભુ ચિરકાળ હરીરસ રેલજો રે. ગુરૂજીની૦ ૧૧
સ્વામિજી વિદ્યાનંદજીના ચરણે,
ભાનું નૃસિંહથી નમન થાય છે. ગુરૂજીની૦ ૧૨

---

તા. ૧૭-૭-૨૮ મિતિ અષાડ વદ ૩૦ અમાસને દિવસે
સત્કાર અર્થે તૈયાર કર્યું.

## ગુરૂ સત્કાર.

મહા યોગી ગુરૂરાજ પધારો મહાયોગી ગુરૂરાજ.
કુમ કુમ પગલે પાવન કરશો રંક અમારાં સ્થાન;
ગુરૂ દર્શનમાં ઝાંખી પ્રભુની જીવનનાં કલ્યાણ. પધારો. ૧
હરી ગુણ ગાઇ ગીતામૃત પાઈ અજવાળો અમ પ્રાણ;
પ્રેમ પ્રભુનો મળશે સૌને ધન્ય અમારાં ભાગ્ય. પધારો. ૨

હરી રૂપી અમૃત ઢળતું હૃદયે ગીતા ઘો દાન;
પુરા કરીએ કોડ અમારા ગીતામાં રસ પાન. પધારો. ૩
પુણ્ય પનોતા પ્રભુ સમ ગુરૂજી, છે તમ આત્મ મહાન;
મહાનુભાવે ઉદારતાથી સ્વીકારશો સન્માન. પધારો. ૪
રાજનગર બધું સુનું હતું ને સૂનાં હતાં સૌ દીલ;
આજ ગુરૂનાં શુભ દર્શનથી પ્રગટયો આત્મ પ્રદીપ. પધારો. ૫
પ્રભુના પ્રેમી યોગીરાજ હો સમજાવો ગીતા જ્ઞાન;
પ્રભુ-ભક્તિનો પાઠ ભૂલ્યાં’તાં કરાવો ભકિતમાં સ્નાન. પધારો. ૬
વિદ્યાનંદજી નામ ધરાવી હરીનાં ગાઓ ગાન;
કૃષ્ણ પ્રભુનાં નામ રટાવો, પ્રભુમાં છો ગુલતાન. પધારો. ૭
અલૌકિક આનંદ પ્રાપ્ત કરાવી જગાવો જ્યોતિર્માળ;
એ જ્યોતિ ક્ષણિક નવ થાયે ચિરકાળ રહે દીપમાળ. પધારો. ૮
અમ જીવન રથના સારથી થઇને કરાવો પ્રભુમાં ભાન;
ભાનુ નૃસિંહનાં નમન સ્વિકારી જગાવો આત્મમાં રામ.પધારો. ૯

---

૯

તા. ૧૨-૯-૨૮ માએ શ્રાવણ વદી ૧૩ ને દિવસે તૈયાર કર્યુ.

### શ્રી સદગુરૂ વિદ્યાનંદજીની જય છે.

શ્રીપતિ ચરણ કમળ ચિત્ત જોડયું પ્રભુના સંતજી રે;
સહુનાં હૃદય કમળમાં રેડયું અમૃત જ્ઞાનજી રે. શ્રીપતિ. ૧
દયા દાન સત્ ધર્મ બતાવો,
ગુણનિધિ ગુણ ગાથા ગવરાવો;
રૂણ બંધન સહુનાં છોડાવો, સંતજી રે. શ્રીપતિ. ૨

વિધ વિધ વિદ્યા વેદ શિખાવો,
ધ્યાન સદા પ્રભુજીમાં રખાવો;
નંદન વન સમ આનંદ અપાવો સંતજી રે. શ્રીપતિ. ૩

દમન કરી નિતિ રીતી બતાવો,
જીવન પંથ સહજ સમજાવો;
નિશ્ચય પ્રભુ પંથે ચઢાવો સંતજી રે. શ્રીપતિ. ૪

જય જય જય પ્રભુ નામ ઉચ્ચારો,
યશ ગુણ કિર્તન પ્રભુનાં ગાઓ;
છે ભાનુ નૃસિંહનાં નમન સ્વિકારો સંત જી. શ્રીપતિ. ૫

---

તા. ૧૮-૯-૮ ભાદરવા સુદી ૪ ને દિવસે આરતી માટે તૈયાર કર્યું.

## રામાયણ પુર્ણાહુતિ માટે.

### ૧૦. આરતી-ગુરૂ ચરણે.

મંગલ સમયે કરો આરતી, પ્રભુના સંતની સેવા,
કરો હરીના સંતની સેવા. મંગલ.

સદા પ્રભુના યશ ગુણ ગાતા,
હરીના જન હરી જેવા. (૨) મંગલ.
ગીતા જ્ઞાન તો સદા સુણાવે,
પ્રભુમાં ભાન ભૂલાવે તેવા. (૨) મંગલ.
રામાયણ સાથે સમજાવ્યું,
આપ્યા રામ નામના મેવા. (૨) મંગલ.
ભરતજીની દઢ ભક્તિ બતાવી,
જાણે હોય ભરતજી જેવા. (૨) મંગલ.

શાંત દાંત સચ્ચિદ્ જ્ઞાતા,
  સદા બ્રહ્માનંદ માંહી લીન થાતા. (૨) મંગલ.
નિતિ સાથ દ્રઢ ભક્તિ કરાવે,
  વિભુની વિભુતી માંહી સમાતા. (૨) મંગલ.
સદા નિમગ્ન જે હરીમાં રહેતા,
  એવા સંતનાં શરણાં લેવાં. (૨) મંગલ.
સજ્જન જનનાં દુઃખડાં હરવા,
  અવતારી રામ કૃષ્ણના જેવા. (૨) મંગલ.
ચિત્તાર્પણ હરી ચરણે જોડયું,
  ગુરૂ વિદ્યાનંદજી એવા. (૨) મંગલ.
ધ્યાન સહુનું હરી ચરણે જોડે,
  ભકતોના અનુભવ એવા. (૨) મંગલ.
ભાનું નૃસિંહનાં નમન સ્વિકારે,
  પ્રભુ દીન દયાળુ દેવા. (૨) મંગલ.



૧૧. ભજન

પ્રભુના ભક્તની ગત ન્યારી, હરી ચરણે રહે શીર નામી;
કામ ક્રોધ મદ લોભ મોહને જેણે નાખ્યાં મારી;
જેણે નાખ્યા મારી, સાત્વીક વૃત્તીને ઉર ધારી. પ્રભુના.

**સાખી.**

ભવ સાગરમાં ભૂલા પડેલા,
પામર જીવોના કર સાહેલા.
કહાડી કુબુદ્ધિ સુબુદ્ધિ આપી, સદ્‌ગુણ નિતિ બતાવી. પ્ર.

સાખી.

પરહિત માટે શ્રમ અતિ માણી,
નિસ્વાર્થ ભક્તિને જાણી.
સેવકને શાન્તિ અતિ આપી, ગીતા મન્ત્ર ભણાવી. પ્ર.

સાખી.

અજ્ઞાન રૂપ અંધકારને ટાળી,
જ્ઞાન દીપક ઘટમાં પ્રગટાવી.
પરમજ્યોતિમાં ચિત્ત લગાવા, વિદ્યાનંદજી રહ્યા સમજાવી. પ્ર.

---

## ૧૨.

હું ક્યાં ફુંઢુ પ્રેમી પ્રભુનો મારગ મુજને બતાવો—એ રાગ.

આજ ધન્ય ઘડી, સંત પધાર્યા પ્રેમે પાવન કીધાં,
અતી આનંદ મન, હેત કરીને અમને દરસન દીધાં.
હરીજન તે હરી સરખા હેલી, મળીએ મન મરજાદા મેલી,
થાય અરસ પરસ આનંદ હેલી. આજ ધન્ય. ૧
જે વંકુંઠપતીને અતી વહાલા, હરીથી જરીએ નવ રહે ન્યારા,
રસ ભક્તિ જુક્તિના જાણનારા. આજ ધન્ય. ૨
ગંગાદીક તીરથ ચરણુ રહે, શ્રુતી સ્મૃતી સાખ સિદ્ધાંત લખે,
જેનો મહીમા કહે મ્હારાજ મુખે. આજ ધન્ય. ૩
પુન્ય પ્રગટે પુર્વ જન્મ તણું, માધવ હરીજનશું હેત ઘણું,
વીધ્યાનંદજી મળે તેનું ભાગ્ય ભળ્યું. આજ ધન્ય. ૪

---

## ૧૩. ભજન.

રાગ—કૃષ્ણ પ્યારે.

સ્વામિ વિદ્યાનંદજી, ગીતા સદા સૂણાયા કરો રે,
દર્શન ગુરૂજી આપકા, હમકો સદા દીખાયા કરો રે. સ્વામિ.
આપકો સૂણતે બચન, ખુશી બહુત હોતા હય અમ;
ગીતાજીકા જ્ઞાન અમૃત, હમકો સદા પીલાયા કરો રે. સ્વામિ.
સ્વામિ વિદ્યાનંદજી હો, આપ વિદ્યાસેં ભરે;
ગીતાજીકા રસ ભર્યા, વર્ણન હમને સમજાયા કરો રે. સ્વામિ.
રહેતેં હય હમ તો સદા, માયાકી જાલોમેં ફસે;
દયા કરકે હમકો ગુરૂજી, માયાસેં છુડાયા કરો રે. સ્વામિ.
ચોટ લગતી હૃદયમેં, આપકી સુણતે કથા;
રસ ભરી વાણીસે તુમારી, કથા હમે સુણાયા કરો રે. સ્વામિ.

---

## આરતી.

આનંદ મંગળ કરૂં આરતી, હરીગુરૂ સંતની સેવા;
પ્રેમ કરી મંદીર પધરાવું, સુંદર સુખડાં લેવા. આનંદ.
સકળ તીરથ સંતને ચરણે, ગંગા યુમના રેવા;
પતિત પાવન અધમ ઉધારણ, સકળ સ્વરૂપી એવા. આનંદ.
શિર સનકાદિક ઓર બ્રહ્માદિક, નારદ શારદ જેવા;
તે ચાલીને ચરણે આવે, ચરણામૃતને લેવા. આનંદ.
પર ઉપકારી પરમ દયાળુ, દે મુક્તિફળ મેવા;
કહે પ્રિતમ ઓળખે અનુસારે હરીના જન હરી જેવા. આનંદ.

---

ૐ

## શ્રીમત્પરમહંસ પરિવ્રાજકાચાર્ય બ્રહ્મનિષ્ટ સ્વામિશ્રી વિદ્યાનંદજી મહારાજની સેવામાં પ્રેમપુષ્પાંજલિ.

### પદ.

કાલિંગડો.

"જમુનાં ત્રટ બંસી બાજ રહી." —એ રાહ.

પ્રણમું સદ્‌ગુરૂ પદ પ્રેમ ધરી, શ્રીમત વિદ્યાનંદજીને. પ્ર. ટેક.
સદ્‌ગુરૂ બ્રહ્મા, સદ્‌ગુરૂ વિષ્ણુ, દેવ મહેશ્વર જગ ઉપરી. પ્ર.
ગુરૂ ભવતારક પાપ પ્રજાલક શાંતિ કરે તન તાપ હરી. પ્ર.
અંતર ઉજ્વલ સદ્‌ગુરૂ કરતા, ટાળિ તિમીર સદ્‌બોધ ભરી. પ્ર.
શુભ ઉપમા ને યોગ્ય ગુરૂ શ્રી, ભક્તિ નીતિ ગુરૂમાંહી ઠરી. પ્ર.
ધર્મ સનાતન રક્ષક ઉત્તમ ધ્યાન ધરે પ્રભુ નામ સ્મરી. પ્ર.
સદ્‌ગુણ સુકૃતિ, આભ્રણ સુંદીર, જેથી દીપી રહી દેહ ખરી. પ્ર.
પુનિત ચરિત્ર, મનોહર ભાષણ, મોહક વાણી વિષે મિસરી. પ્ર.
સાધુ પુરૂષની દ્રષ્ટિ ભૂમિપર, ડોળ દિમાક ન ગર્વ જરી. પ્ર.
ભારતિ ભક્ત એ ભલે પધાર્યા રાજનગર પર કરૂણા કરી. પ્ર.
આવાગમ થયું સુખમય સહુને બોધ મુમુક્ષુ લિયે છે ઠરી. પ્ર.
બ્રહ્મનિષ્ટ ગુરૂ વિનયી વિવેકી જેમની કીર્તિ દીસે પ્રસરી. પ્ર.
દિન દુઃખ હરવા જેમણે ભિક્ષા વટપુર ઘરઘર માગી ફરી. પ્ર.
પર ઉપકારી જીવન જેણે સાર્થક કીધું જગે ઉતરી. પ્ર.
હૃદય તપેલાં રંકનાં જેણે શાંત કર્યા સ્થળ સ્થળ વિચરી. પ્ર.
આનંદસાગર રાજનગરમાં રેલી રહ્યો કરી મ્હેર હરી. પ્ર.
સુર્ય ઉગ્યાને આળેખવો શું, ઢાંકયો રહે ન પ્રકાશ જરી. પ્ર.

ગુરૂ બિરાજી રહ્યા જન અંતર, મુદિત કર્યાં મન ચિત્ત હરી. પ્ર.
એ ગુરૂ દર્શને કૃતાર્થ, અંતર આશ પ્રભુએ પુરી. પ્ર.
આનંદ આપજો એ ગુરૂ નિત્યે, દાખવજો સુખ કુંચી ખરી. પ્ર.
સદા બિરાજજો ભૂતલ સ્વામિ, જેઠમને ન જશો વિસરી. પ્ર.

| | |
|---|---|
| અમદાવાદ.<br>ભાદ્રપદ શુકલ ૪ મંગળવાર,<br>તા. ૧૮–૯–૨૮ | લિ. ચર્ણરજ સેવક,<br>**મજમુંદાર જેઠાભાઇ લાલાજી દેશાઇ.**<br>( મહુધા નિવાસી ) |

---

બ્રહ્મનિષ્ટ સદ્દગુરૂ શ્રીમંત વિદ્યાનંદજી મહારાજને પ્રણામ.

પદ.

( આશાવરી )

કરીએ પ્રણામ ગુરૂપદ પંકજ પ્રેમ સહીત છબી અંતર ધારી.
કરીએ.—ટેક.

ગુરૂ વિધી, ગુરૂ વિષ્ણુ મહેશ્વર, ગુરૂ પરાત્પર બ્રહ્મ વિચારી. ક.
સદ્દગુરૂ આ ભવસાગર તારક તિમીર અંતર તાપ વિદારી. ક.
ભક્તની ધારણ અધમ ઉદ્ધારન પ્રાણ જીવન ગુરૂ વિશ્વ વિહારી. ક.
સદ્દગુરૂ પુર્ણ પ્રભાકર અક્ષર ગુણ અતીત કૃતિગતી ન્યારી. ક.
ઇશ્વરથી પણ સદ્દગુરૂ ઉત્તમ, દાખવે નિર્ભય પદ શુભ બારી. ક.
એ ગુરૂપૂજન અર્ચન વંદન, સ્મર્ણ થવા રહો વૃત્તિ અમારી. ક.
ગુરૂ કૃપા મળે એ અમ આશય ઇચ્છું પીવા નિત્ય પ્રેમનુ વારી. ક.
ભાગ્ય અહો અમ થયું ગુરૂ આગમ પીએ કથામૃત સહુ નરનારી. ક.
ગુરૂ કમલ મૂખદર્શને આનંદ માનીએ ઉત્સવ દીન સુખકારી. ક.
ઉત્સવ આનંદ સ્થાયી રહો અહીં એવી કૃપા અમ ઉપર ધારી. ક.

તૃપ્ત કરો વચનામૃત પાઈ શિષ્ય સમૂહનું શ્રેય વિચારી. ક.
લેઈ પ્રત્યક્ષ અનુભવ જેઠમ ગાય ગુરૂ કૃતિ ગુણ બલિહારી. ક.

| | |
|---|---|
| **અમદાવાદ.** | લિ. સદ્‌ગુરૂ કૃપાભિલાષી સેવક, |
| ભાદ્રપદ શુક્લ ૫ બુધવાર, | **મજમુંદાર જેઠાભાઈ લાલાજી દેશાઈ.** |
| તા. ૧૯–૯–૨૮ | ( મહુધા નિવાસી ) |

---

## ગુરૂ સ્તવન.

### પદ.

" હાં રે લટકાળો ગિરિવરધારી "–એ રાહ.

હાં રે બ્રહ્મનિષ્ટ વિદ્યાનંદ સ્વામી;
તેને નમીએ આનંદ પામી રે. બ્રહ્મ. ટેક.

સદ્‌ગુરૂ બ્રહ્મ સદ્‌ગુરૂ વિષ્ણુ;
ગુરૂ પરબ્રહ્મ નિષ્કામી રે. બ્રહ્મ. ૧
ગુરૂ મહેશ્વર ઈશ્વર શંકર;
જેમાં અનહદ શક્તિ વિરામી રે. બ્રહ્મ. ૨
ગુરૂજી ગણેશ ગુરૂ સદ શક્તિ;
સદ્‌ગુરૂ ગણીએ બહુ નામી રે. બ્રહ્મ. ૩
ગુરૂ યોગેશ્વર રૂપી મુની ઉત્તમ;
હાંરે જેની જગમાં ન મળે દામી રે. બ્રહ્મ. ૪
ઈશ્વર કરતાં સદ્‌ગુરૂ ચઢતા;
હાં રે જેમાં ન મળે લગારે ખામી રે. બ્રહ્મ. ૫
સદ્‌ગુરૂ ચાર પદારથ આપે;
હાં રે ગુરૂ પ્રત્યક્ષ અંતરયામી રે. બ્રહ્મ. ૬

એવા ગુરૂ ઘર બેઠે મળિયા;
હાં રે ગુણ સાગર ગુરૂ નિષ્કામી રે. બ્રહ્મ. ૭
વિનયી વિવેકી અમૃત ભરી વાણી;
હાં રે જેની વૃત્તિ પ્રભુમાં વિરામી રે. બ્રહ્મ. ૮
ભરપુર જ્ઞાન અતિ શુદ્ધ વિદ્યા;
હાં રે નહીં માયીક કુથલી નકામી રે. બ્રહ્મ. ૯
કિંચિત ગતનો નહીં આડંબર;
હાં રે જેની દ્રષ્ટિ મહીતલ સામી રે. બ્રહ્મ. ૧૦
સંશય જન મનના જે છેદે;
હાં રે દેવા ઉત્તર રહ્યું બળ જામી રે. બ્રહ્મ. ૧૧
પ્રવિણ ગુરૂ શાસ્ત્ર વિષે છે;
હાં રે જેના પ્રિય છે અવિચળ ધામી રે. બ્રહ્મ. ૧૨
ભક્તિ એકાંત કરે નિશદિન જે;
હાં રે નહીં ગુરૂ વ્યસની નહીં વામી રે. બ્રહ્મ. ૧૩
એક વખત કરે જે ગુરૂદર્શન;
હાં રે ફરી તે કરે આનંદ પામી રે. બ્રહ્મ. ૧૪
ગુરૂમુખ વચને ચમત્કૃતિ છે;
હાં રે સ્તવે પંડીત જેને પ્રણામી રે. બ્રહ્મ. ૧૫
શુભ ઉપમા ને યોગ્ય ગુરૂશ્રી;
હાં રે ગુણક થવા નહીં મુજ હામી રે. બ્રહ્મ. ૧૬
આ સદ્‌ગુરૂ મળે પુર્વ સુકૃત્યે;
હાં રે તેનાં સેવો પદ નિષ્કામી રે. બ્રહ્મ. ૧૭
ભાગ્ય પરમ કવિ જેષ્ટ ભાઈને;
હાં રે જે પામ્યો કૃપાને પ્રણામી રે. બ્રહ્મ. ૧૮

---

## બ્રહ્મનિષ્ટ સદ્‍ગુરૂ શ્રી વિદ્યાનંદજી મહારાજના અમદાવાદના આગમનથી,

## આનંદના ઉદ્‍ગાર.

ગરબી.

"નહીં આપું હો નંદજીના લાલરે મહીડાં મ્હારાંરે"—એ રાહ.

મચ્યો રાજનગર થેઇ કાર રે, આનંદની હેલી રે:
કથા અમૃત સ્વાદ અપાર રહ્યો રસ રેલી રે. ૧
અમદાવાદનું અહો ભાગ્ય રે, હર્ષ રહ્યો જામી રે;
ભલે પધાર્યા શ્રી બ્રહ્મનિષ્ટ વિદ્યાનંદ સ્વામી રે. ૨
મીલ ઓરડી કીધી પવિત્ર રે, ભુમી ભાગ્યશાળી રે;
થઇ શોભા જ્યાં ચીત્ર વિચીત્ર, અતિ રંગવાળી રે. ૩
ધ્વજા તોરણ બાંધીયાં સાર રે, એશ છે બીછાનાં રે:
મધ્ય ભાગે ગુરૂનું આસન, સાધન મઝાનાં રે. ૪
રૂડી ભગવદ્ ગીતા પવિત્ર રે, સાર શાસ્ત્ર કેરો રે:
જેનાં વચને વર્તન થાય, મટે ભવ ફેરો રે. ૫
એની સમજણને પાડનાર રે, અમૃતના દાતા રે;
વિદ્યાનંદ મહારાજ કૃપાલ, પુર્ણ રસ પાતા રે. ૬
જેની બુદ્ધિ છે પરમ વિશાલ રે, શકે કોણ માપી રે:
ખટશાસ્ત્ર પુરાણ ને વેદ, મહિ તહીં આપી રે. ૭
ધર્મ નીતિ કૃતિ સુખકાર રે, વિશુદ્ધ છે વાણી રે;
છટા તેની કહી નવ જાય, અનુભવે જાણી રે. ૮
નહીં ડોળ દીમાક કે ગર્વ રે, સદા સંત સાધૂ રે:
અટ શત્રુ સંહારીને ચિત્ત જીત્યું મન બાધું રે. ૯

જેની દૃષ્ટિ સદા છે પવિત્ર રે, જુવે ભુમી સામું રે;
નહીં સ્ત્રીઓ સાથે વાત, આશ્ચર્ય એ પામું રે. ૧૦
જેની શક્તિ અજબ દેખાય રે, સંદેહને ટાળે રે;
વીણી વીણીને જેના શબ્દ, લેઈએ સુકાળે રે. ૧૧
જેના દર્શને ઉપજે પ્રેમ રે, મુખહર કાંતી રે;
મોહ્યાં ભાષણે નર ને નાર, ગઈ મન ભ્રાંતિ રે. ૧૨
જોયા ભાષણકાર ગુરૂરાજ રે, પ્રેમ ચિત્ત ચ્હોડી રે:
બ્રહ્મનિષ્ટ વિદ્યાનંદ આજ જેની નથી જોડી રે. ૧૩
એવા શુભોપમાને યોગ્ય રે, જેની છબી સાથે રે.
મોહ્યું વડોદરા ને ખંભાત, ગામ પેટલાદે રે. ૧૪
એવો રાજનગર રહ્યો રંગ રે, મોહ્યાં નર નારી રે;
કથા સાંભળવાને કાજ, ભીડ થાય ભારી રે. ૧૫
ઘણાં જાગ્રત રહે નર નાર રે, જંખના કથાની રે;
ઉઠે વ્હેલાં કરે પ્રાતઃ સ્નાન, ધર્મ તણાં ધ્યાની રે. ૧૬
મુક્યાં માનનીએ ઘર કામ રે, કથાનાં સોહાગી રે;
મુકયા ઉદ્યમ ને વ્યાપાર, નર બડભાગી રે. ૧૭
કરે દોડમદોડા સર્વ રે, પીવા રસ ગીતા રે;
ત્યજે સાહેલીનો સંગાથ, બ્હેન ને દુહીતા રે. ૧૮
ન લે બાળકની સંભાળ રે, કંઇ હર્ષ ઘેલી રે;
લોક પંથે ઉતાવળા જાય, લેવા જગા વ્હેલી રે. ૧૯
એમ મેળો મળે કથા માંહી રે, ભજનો ગવાયે રે;
થાય વાજીંત્ર તાળીના નાદ, રસ છલકાયે રે. ૨૦
એક અચરજ જેવી વાત રે, આવે ગુરૂ સ્થાને રે;
કથા આરંભમાં અન્ય શબ્દ પડે નહીં કાને રે. ૨૧

ચિત્ત એકજ શ્રી ગુરૂ પાસ રે, સર્વ મુખ ન્યાળે રે;
આવે વાણી થકી આનંદ, પ્રેમને ઉછાળે રે. ૨૨
કથા વાગ્યે સ્હવારે આઠ રે, ગુરૂજી ઉચ્ચારે રે;
નવ વાગ્યે કથા અટોપાય, લોક વીખરાયે રે. ૨૩
એમ રામ કથા થાય સાંજરે, ગીત ભક્ત ગાય રે;
એવો રાજનગર આનંદ નિત્ય નિત્ય થાય રે. ૨૪
એ તો સર્વ ગુરૂનો પ્રતાપ રે, પુન્યવાન પ્રાણી રે;
લિયે માનુષ્ય દેહનો લ્હાવ, ભક્તિ સત્ય જાણી રે. ૨૫
નિત્ય ગાવા ગુરૂનું ચરીત્ર રે, રે'વા વાત સ્થાઇ રે;
સાર રૂપે રચ્યું આ કાવ્ય, ગાય જેષ્ટ ભાઇ રે. ૨૬

અમદાવાદ.
ભાદ્રપદ શુકલ ૫ બુધવાર,
તા. ૧૯—૯—૨૮.

લી. ભક્તજન સેવક,
મજમુંદાર જેઠાભાઇ લાલાજી દેશાઈ.
( મહુધા નિવાસી )

---

## સંત ગુરૂના સમાગમ વિષે.

### પદ. ( ધનાશ્રી )

સંત ગુરૂનો થાય સમાગમ, જ્યારે રીઝે કિરતાર—ટેક.
સુકૃત્ય પ્હેલા જન્મ તણાં જે, સંચિત છે સુખકાર;
શુભ ફળ ત્હેનાં ભોગવવાને, થાય ઉદય સંસ્કાર. સં૦ ૧
અન્ન પવિત્રનું ભક્ષણ કરતાં અન્ન સમો ઓડકાર;
પવિત્રતાનો ગુણ મન આવે, લાવે શુદ્ધ વિચાર. સં૦ ૨
પવિત્ર જળથી સ્નાન કર્યાનો મહિમા ગુણ અપાર;
પવિત્ર પાણી ઔષધ તેવું, ચિત્તનો કાઢે વિકાર. સં૦ ૩

નાસ્તિક નુગરાં ધર્મને કર્મે ભ્રષ્ટ થયાં નર નાર;
સ્નેહી સબંધી હોય ભલે પણ, સંગ ત્યજો નિરધાર. સ૦ ૪
હોય શ્રીમંત ને હો અધિકારી, હો ઉપરી સરદાર;
સંગ અભક્તનો છે દુઃખકારક, તેશું ન કરશો પ્યાર. સ૦ ૫
કંઈ વ્યવહારે પચી રહેલા, કંઈ મોહ્યા સંસાર;
મીલો ચલાવી કંઈ મકલાતા, જ્ઞાન વિના તે ગમાર. સ૦ ૬
છોકરછૈયાં હોય તથાપી, પ્રભુનો ગણી પરિવાર;
ભક્તિ ભૂલે નહીં ઇષ્ટ ગુરૂની, ધન્ય સુજન અવતાર. સ૦ ૭
સંત સમાગમ ભક્તની સોબત પર જનને ઉપકાર;
શાંતિ હૃદયમાં, નિર્મળ વૃત્તિ, દર્શાવે પ્રભુ દ્વાર. સ૦ ૮
અષ્ટ પ્રહર આરાધન કરીએ, અંતર હરીનું બ્હાર;
ચર્ણ કમળમાં વૃત્તિ લગાવી, તો બેડો પડે પાર. સ૦ ૯
પુસ્તક વાંચ્યે પાક શાસ્ત્રનું, પાક ન થાય તૈયાર;
રીતિ બતાવે અનુભવી કો, ખામી ન આવે લગાર. સ૦ ૧૦
શાસ્ત્ર પુરાણો વિધ વિધ રચીયાં, જ્ઞાન ભક્તિ ભંડાર;
જ્ઞાન ગુરૂ વિણ થાય ન કદીએ, કરીએ ઉપાય હજાર. સ૦ ૧૧
જન્મ મરણનો ફેરો ટળવા, લેવા પદારથ ચાર;
સાધુ સમાગમ સુખદ સહુને, પ્રભુ મળવા આધાર. સ૦ ૧૨
સંત સુધર્મી ભક્ત ન મળતાં, જહીં તહીં ન કરો પ્યાર;
નિઃસંગ રે'વું નિત્ય એ ઉત્તમ, ઉત્તમ નીજ આગાર. સ૦ ૧૩
બ્હેનપણાં ને મિત્ર મિત્રાઈ, પુખ્ત કરીને વિચાર;
સજ્જન કરજો શ્રેય થવાને, એ સુચનાનો સાર. સ૦ ૧૪
સદ્‌ગુરૂ કુંચી સંત બતાવે, મળવા ત્રીકમ ત્રીપુરાર;
આસ્તિકાથી આશ્રય કરવો, ઉચ્ચ ગણી અધિકાર. સ૦ ૧૫

સંત ગુરૂનું શિક્ષણ લેતાં, નમતાં ચર્ણ મોઝાર;
લોક ટીકાથી શરમાવું નહીં, ભજવા કૃષ્ણ મોરાર. સ૦ ૧૬
ધન સત્તાથી જે જન પુરતા ચાંદરણું દીન ચાર;
સંત ગુરૂ ને હરીજન છેવટ થાય શિરોમણી સાર. સ૦ ૧૭
ગાયન ગાતાં ઉદાહરણોથી વાતનો આવે ન પાર;
જેઠમભાઇની સુચના શિખામણ કરજો તેનો સ્વિકાર. સ૦ ૧૮

---

## ગુરૂસ્થાનની યોગ્યતા વિષે.

પદ.

"મ્હેં તો માંડી દુકાન રામ નામની રે"—એ રાહ.

ગુરૂ સ્થાને શોભે છે વિદ્યાનંદજી રે;
જ્ઞાન ભકિત વૈરાગ્ય ગુણને સજી રે. ગુરૂ. ટેક.
જેના શુદ્ધ આચાર ને વિચાર છે રે;
જેવું નિર્મળ ચિત્ત તેવું બ્હાર છે રે. ગુરૂ. ૧
શુદ્ધ વાણી અમૃત રસની ભરી રે;
અનુભવીએ જાણી છટા પુરી રે. ગુરૂ. ૨
ગુરૂ સત્વગુણીને સદ્ પાત્ર છે રે;
પુર્વ આશ્રમથી શુદ્ધ જાત છે રે. ગુરૂ. ૩
વિદ્યાનંદજીની નથી વૃદ્ધતા રે;
ખટ્ શત્રુ જીત્યા રે આશ્ચર્યતા રે. ગુરૂ. ૪
જેવું જ્ઞાન છે પુર્ણ સદ્ શાસ્ત્રનું રે;
એવું જ્ઞાન સિદ્ધાંત દ્રષ્ટાંતનું રે. ગુરૂ. ૫
જેની શકિત આવડ દીસે કારમી રે;
વાણી શ્રોતાના દીલમાં રહે રમી રે. ગુરૂ. ૬

ગુરૂ હાથે વિષય જેહ ઝાલતા રે;
તેના વિવેચને પુરી વિદ્વતા રે. ગુરૂ. ૭
વર્ણ વર્ણે વર્ણવે ગુરૂ અર્થને રે;
નવ પ્હોંચે કો ગુરૂ સામર્થને રે. ગુરૂ. ૮
ચાવી ચવરાવી શબ્દ રસ કાઢતા રે;
રસ પીતા પ્રેમીને પીવાડતા રે. ગુરૂ. ૯
લખી ગીતા છે ઝાઝાં વિવેચનો રે;
ભાવ ટીકાથી ગુંચાય છે જનો રે. ગુરૂ. ૧૦
વિદ્યાનંદજીના અર્થ સરળ શુદ્ધ છે રે;
સમજ પાડવા અલૌકીક બુદ્ધ છે રે. ગુરૂ. ૧૧
જેને શુભ ઉપમાઓ સદા છાજતી રે;
જેની વાણી છે સિંહ સમી ગાજતી રે. ગુરૂ. ૧૨
જેવા ઉત્સુક ધર્મ બતાવતા રે;
એવા રંકોને ગર્થ અપાવતા રે. ગુરૂ. ૧૩
ઉપકારી ગુરૂ છે અઢાર વર્ણને રે;
સેવો આવા ગુરૂ તણા ચર્ણને રે. ગુરૂ. ૧૪
ગુરૂ સ્થાનની શી કહું યોગ્યતા રે;
નથી કે'વાને મુજ માંહી વિદ્વતા રે. ગુરૂ. ૧૫
માત્ર વાણીનો કાંઇ વિલાસ છે રે;
જેથી આનંદી જેઠમ દાસ છે રે. ગુરૂ. ૧૬

લી. હરિજન સેવક,

**મજમુંદાર જેઠાભાઇ લાલાજી દેશાઈ.**

( મહુધા નિવાસી )

# સદ્‌ગુરૂને વંદન.

પદ. (ભૈરવી)

સદ્‌ગુરૂ ચરણ કમલ શીરનામી,
સ્તવન ભજન કરૂં આનંદ પામી. સદ્‌ગુરૂ. ટેક

સદ્‌ગુરૂ બ્રહ્મા સદ્‌ગુરૂ વિષ્ણુ,
સદ્‌ગુરૂ દેવ મહેશ નિષ્કામી. સદ્‌ગુરૂ. ૧

તાપ ત્રિવિધી તન સદ્‌ગુરૂ ટાળક,
હૃદય તિમિર હરે હરિ મતિ ખામી. સદ્‌ગુરૂ. ૨

ઈશ્વરથી પણ શક્તિ અલૌકિક,
સદ્‌ગુરૂમાં શિષ્ય તારવા હામી. સદ્‌ગુરૂ. ૩

સદ્‌ગુરૂ ઐહિક સુખ આમુષ્મિક,
આપે બતાવે અવિચળ ધામી. સદ્‌ગુરૂ. ૪

સદ્‌ગુરૂ શોધતાં પુર્વને પુન્યે,
આવી મળે પ્રભુ સમ બહુ નામી. સદ્‌ગુરૂ. ૫

ભાગ્ય અહો આ રાજનગર જન,
આવી મળ્યા વિદ્યાનંદજી સ્વામિ. સદ્‌ગુરૂ. ૬

એ સદ્‌ગુરૂનો દૃઢ આશ્રય કરીને,
ભક્ત-જનો મનવૃત્તિ વિરામી. સદ્‌ગુરૂ. ૭

જેઠમભાઇ થયો અહિં સુખિયો,
થયો કૃત્ય કૃત્ય ગુરૂને પ્રણામી. સદ્‌ગુરૂ. ૮

---

## સદ્‌ગુરૂને નમન.

પદ. રાગ—સોહિણી.

ચરણ કમલ પદ ગુરૂ સુખકારી, નમન કરીએ અમે સહુ નરનારી.—ટેક.

ગુરૂ વિધિ સદ્‌ગુરૂ લહુ વિષ્ણુ દેવ મહેશ્વર ગુરૂ ત્રિપુરારી.—ચ.
સદ્‌ગુરૂ પરમ પુનિત પરમાનંદ અક્ષર ગુણ અતિત અવિકારી.—ચ.
શિષ્ય સમૂહ મુમુક્ષુ સહાયક, ગુરૂ રૂષિ—મુની ને તપ ધારી.—ચ.
અંતર જ્યોતિ પ્રકાશક ઉત્તમ, કીલ્મિષ તાપ ત્રીવિધિ નિવારી.—ચ.
સત્ય સ્વરૂપની ઓળખ પ્રીતિ, ભેટ કુંચી ગુરૂને કર સારી.—ચ.
જ્ઞાન વિરાગને ભક્તિ ગુરૂ વિણ પામે ન જન કરી નિજ સરદારી.—ચ.
સદ્‌ગુરૂને કર સર્વ પદારથ, દે નિજ જન દીન ભક્ત વિચારી.—ચ.
એ ગુરૂ વલ્લભ સ્વામિ વિદ્યાનંદ તે પ્રતિ ભક્તિ રહેજો હમારી.—ચ.
છે ના લલુતા ધન, શાંતિ સાદાઇ મનમાં, કરૂણા જેને સહુ પર ભારી.—ચ.
ગાઇ કવિતા ગુણ લઇને અનુભવ જેઠમ વૃત્તિ ગુરૂપદે ઠારી.—ચ.

---

સંત મળો તો એવા મળજો વિદ્યાનંદજી જેવા.—સંત૦
ભક્તિરસ ભરપૂર બતાવ્યું ગીતાનું પ્રીતે જ્ઞાન સૂણાવ્યું,
પ્રભુ પ્રેમ જ્યોતિ પ્રકટાવી અજ્ઞાનીને તારવા. સંત૦
રાજનગરમાં આવી વસીઆ હરીજનોના હૃદયે ઠસીઆ,
વિભુતણા સંકેતથી આવ્યા જ્ઞાનામૃતને પાવા. સંત૦
રામાયણ મહિમા સંભળાવી ભરતની ભક્તિને બતાવી,
અજ્ઞાન તિમિરને ટાળી નાંખી ભક્તિ ભાવ વધારવા. સંત૦

રામની અરજી લ્યો ઉર ધારી, ભક્તના પ્રેમી ગીરિવર ધારી,
દિર્ઘાયુષ આપો એ સંતને નિશદીન તમ ગુણ ગાવા. સંત૦

---

## સ્વામીશ્રી વિદ્યાનંદજીના નવરાત્રિના દિવસોમાં વડોદરામાંના ભકતોએ બનાવેલા ગરબા.

### ગરબો—૧

રાગ–પુનમ ચાંદની ખીલી પુરી અહીં રે.

સ્વામી વિદ્યાનંદજી આવ્યા વડોદરા શહેરમાં રે,
કરવા નરનારીનાં કાયાનું કલ્યાણ. ....સ્વામી.

શહેર અતિ રળીઆમણું, તારકેશ્વરનું ધામ;
કથા સુણાવા કારણે, લીધો ત્યાં વિશ્રામ.
આપ્યું જ્ઞાન હમોને અતિ ઉમંગ ને હોંશથી રે,
એવા વિદ્યાનંદ ગુરૂને લાગું પાય. ....સ્વામી.

સદ્‌બોધ આપ્યો ગીતા તણો, સંતોષે અમ ગામ;
જગ્યા શોધી એકાંતમાં, કીધો ખંડેરાવ મુકામ.
કથા સાંભળવાને રાજમાતા પધારીયાં રે,
થયો પ્રેમ અતિશે આનંદ અંગ ન માય. ....સ્વામી.

ગીતા સુણવા કારણે, આવે છે નર નાર;
દુઃખ કાપી સુખ આપે છે, સ્વામી જ્ઞાન અપાર.
હરીના જનના હેતે પ્રેમ રસ પાય છે રે,
એવા સંતો સેવે જન્મ મરણ નવ થાય. ....સ્વામી.

હરીજન આવે પ્રેમથી, સાંભળવાને જ્ઞાન;
સદ્‌બોધ પામી સ્વામીનો, ધરતાં તેનું ધ્યાન.
એમના જ્ઞાન થકી તો સેજ સામાધી થાય છે રે,
કહે છે સેવક અનુભવ ગીતા સુણે સમજાય. ....સ્વામી.

---

## ગરબો—૨

રાગ—ચાલ સખી જળ જુમનામાં નાહીએ.

બેન, બેનરે ખંડેરાવ માંહી જાવું;
ખંડેરાવ માંહી જાવું ત્યાં જ્ઞાન ગંગામાં નાહવું રે.....બેન.
હાંરે ત્યાં ગીતાનું શ્રવણ થાશે, તારાં પાપો સમુળગાં જાશે;
હાંરે તારા અંતરમાં આનંદ ઉભરાશે રે. ....બેન.
હાંરે ધન્ય ભાગ્ય તમારાં આજે, સંત ખંડેરાવમાં બીરાજે;
કરી દર્શન સુખીઆં થાજે રે. ....બેન.
હાંરે સંત આવ્યા પરમારથ કાજે, એ તો જાણે પામરની દાજે;
હાંરે અમૃત પીવા ઉતાવળી થાજે રે. ....બેન.
હાંરે ખંડેરાવની બેઠક સારી, ત્યાં ભકતોની ભીડ થાય ભારી;
હાંરે ધન્ય શ્રોતા જનોને જાવું વારી રે. ....બેન.
હાંરે વિદ્યાનંદજીની કરજો સેવા, ત્યારે મળશે મીઠા મેવા;
હાંરે એ તો સાક્ષાત પ્રભુના જેવા રે. ....બેન.
હાંરે પ્રેમી સેવકની વિનતી એવી, એ તો જરૂર જાણવા જેવી;
હાંરે પામો મોક્ષપદ સંતો સેવી રે. ....બેન.

---

## ગરબો—૩

ચાલો પ્રેમીજન દેશ આપણે સંત સોહાગી આવીઆ,
હરીજન લાયક વિદ્યાનંદજી જડી બુટ્ટિ એક લાવીઆ–ચાલો.
જડી બુટ્ટિ સૌ કોઇને આપે, તે તાપ ત્રિવિધના કાપે;
પછી શાન્તિ દિલમાંહી સ્થાપે.... .... ....ચાલો.
આ બુટ્ટિ જે મન સુંઘે છે, તે મોહ નિદ્રાથી જાગે છે;
તેનાં દુઃખડાં સર્વે ભાગે છે. .... .... ....ચાલો.
ગીતા શ્રવણ રૂપી છે બુટ્ટિ, તેથી દુનીયા લાગે છે જુઠી;
લઈ બુટ્ટિને વાળો મુઠી. .... .... ....ચાલો.
શહેર વડોદરાની સેવા અતિ, વિદ્યાનંદજી જેવા સંત નથી;
પ્રભુ અમને આપો શુભ મતિ. .... .... ....ચાલો.
ખંડેરાવ માંહી સહુ આવે છે, જ્ઞાન રૂપી ગંગામાં નહાવે છે;
સૌ પ્રેમે હરીના ગુણ ગાવે છે. .... .... ....ચાલો.
તમ ભાગ્ય ઉદય આજે થાયે, તમ દિલમાં આનંદ ઉભરાયે;
દુઃખ વિસરીને સુખડાં થાયે. .... .... ....ચાલો.
આ બુટ્ટિ વિના જે જન રહેશે, તે પસ્તાઇ સંકટ સહેશે;
અંતકાળે તે બુટ્ટિ મળશે. .... .... ....ચાલો.
આ ગરબો જે ગાય ગવડાવે, તેના જનમો જનમનાં દુઃખ જાવે;
કહે સેવક પ્રભુના દર્શન ગાવે.... .... ....ચાલો.

---

## આરતી.

જય ગુરૂ વિદ્યાનંદ, જય ગુરૂ વિદ્યાનંદ, દયા કરો દીન જાણી,
જય જય જુગજીવન.—જય૦
દીનનાથ દીનબંધુ નિરભય પદ આપો, ગુરૂ નિરભય પદ આપો;
દાસ પોતાનો જાણી કષ્ટ સર્વ કાપો.—જય૦
અદ્વૈત રૂપ તમારૂં જોઈ મનડું હરખે, ગુરૂ જોઇ મનડું હરખે;
કીરપા કરો જેનાપર તે પ્રાણી નીરખે.—જય૦
બાળ આપણો જાણી, નીત દર્શન દેજો, ગુરૂ નીત દર્શન દેજો;
પાપ અમારાં કાઢી રૂદીયામાં રહેજો.—જય૦
ગુરૂ વિદ્યાનંદની આરતી પ્રેમ કરી ગાશે, જે પ્રેમ કરી ગાશે;
વિઠલ કહે શીરનામી તે સત્ય લોક જાશે.—જય૦

---

### પદ ૧ લું.

રાગ—મેરે તો ગીરીધર ગોપાલ.

દીનનો દયાળ છોડી કોને શરણુ જાઉં. દીનનો૦
માત તાત જાણી પ્રભુ ચરણુ પ્રતે ધાઉં.
પામીને પ્રસાદ પૂર્ણ, કૃત કૃતાર્થ થાઉં. દીનનો૦
નિતિ ભક્તિ રૂપી પુણ્ય તીર્થમાં હું નાહું,
પરમ ઈષ્ટ બ્રહ્મની હું સ્તુતી ગુણુ ગાઉં. દીનનો૦
પ્રભુ કૃપા નિધાનની હું પૂર્ણ કૃપા ચાહું,
સંકટ સમય નાથ, પલ્લવ હું સાહું, દીનનો૦
નમી નમી પરાત્પરા હું શરણુ તારે આવું.
પ્રેમ પુષ્પ અંજલી પ્રભુ પદે વધાવું. દીનનો૦

---

## પદ ૨ જું.

રાગ—બિહાગ તાલ દીપચંદી.

શરણાંગતને નિભાવો, પ્રભુ સર્વ દોષ શમાવો.
કૃતિયો ન લક્ષમાં લાવો, પ્રભુ સર્વ દોષ શમાવો.
વિનય થકી વિનતિ અમે કરીએ, સન્મતી નિત્ય બતાવો. પ્ર.
જગદીશ્વર જગવંદ્ય દયાલા, દુઃખ સંકટથી બચાવો. પ્ર.
દુષ્ટ વિકાર તણી જાલોમાં, વિભુ નવ અમને ફસાવો. પ્ર.
સદા સદાચરણમાં અમારી, વૃત્તિ વિશેષ રખાવો. પ્ર.
અવલંબન આધાર તમારો, સદ્ધર્મ કર્મ કરાવો. પ્ર.
પ્રતિપાલન પ્રભુ નિત્ય કરો છે, તે ઉપકાર સ્મરાવો. પ્ર.
કૃપાઘના કર ગ્રહીને અમારાં, કિલ્વિષ સર્વ હઠાવો. પ્ર.
ભક્તિ થકી ભગવંત અમારૂં, ચિત્ત કદી ન ડગાવો. પ્ર.
ક્ષમા કરી અપરાધ અમારા, ઉત્તમ માર્ગે ચઢાવો. પ્ર.

---

## પદ ૩ જું.

કાફી ત્રીતાલ.

શરણ તને ભગવાન, પ્રણમું પાય પડી રે પ્રભુ. શરણ.
વૃથા ગયો ભવ જન્મ અમારો, નવ રાખ્યું નિજ ભાન.
દાસ સદા જાણીને તારો, તારો ભવથી નિદાન.
કરી કરૂણા જ વડી રે પ્રભુ. શરણ તને૦
કિંચિત નથી હું યોગ્ય પરંતુ, માગું છું વરદાન.
કર્તુમકર્તુમ્ અન્યથા કર્તુમ્, માનીને બલવાન,
આવું તુજ દ્વાર ચઢી રે પ્રભુ. શરણ તને૦

શરણાંગતની લજ્જા રાખો, વિશ્વાધીશ મહાન
મનવાંછિત ફલ નિશ્ચય આપો, હે પ્રભુ દયા નિધાન.
અવસર આવ્યો અડી રે પ્રભુ. શરણ તને૦
પરમાત્મા પરબ્રહ્મ પ્રભુનું ગાઉં શુભ ગુણગાન.
ભકિત પરાથી કરૂં હું તમારા જ્ઞાનામૃતનું પાન.
સફલી એજ ઘડી રે પ્રભુ. શરણ તને૦

---

### પદ ૪ થું.

રાગ—બિહાગ ત્રીતાલ.

કૃપાનિધિ પૂર્ણ મન કામ કરો.
અતિ દુર્ગમ દુસ્તર ભવપંથ, ભક્તને નથી અઘરો. કૃપા૦
પ્રભુ ચિંતન શુભ પદ વંદનથી, મંદ મુજ મતિ સુધરો. કૃપા૦
સદય હૃદય કરૂણામય મૂર્તી, ચિત્તમાં નિત્ય ઠરો. કૃપા.
દીનવત્સલ દીનબંધુ દયાલ, દુર્મતી સર્વ હરો. કૃપા.

---

### પદ ૫ મું.

સોરઠ ત્રીતાલ.

જગદીશ્વરને હું વંદુ પ્રભુ ભવ તારો રે જગદીશ્વરને હું વંદુ.
શરણાગતનું રક્ષણ કરશો, હે કરૂણાના સિંધુ. જગ૦
સંપ્રેમાંતઃકરણ થકી હું નમું પ્રભુ ચરણારવિંદુ. જગ૦
અવગુણ ઉપર લક્ષ ન દેશો, દીનવત્સલ દીનબંધુ. જગ૦
પરા ભકિતની લેહ મને લાગી, પ્રભુ પદમાં આનંદુ. જગ૦

---

## પદ ૬ ઠું.

રાગ–કાફી તાલ દીપચંદી.

વિનતિ પ્રભુ સાંભળો મારી, દયાધારી. વિનતિ૦
કરજોડી હું પ્રણામ કરૂં છું, માગું ક્ષમાઓ તમારી,
આ ભવમાં સુખ સન્મતી આપો, અંતે મૂકો ન વિસારી.
પ્રભુ બહુ છો ઉપકારી. વિનતિ૦
દયા કરી માનુષ દેહ દીધો, પ્રેરો મતિ શુદ્ધ સારી;
કર્તવ્ય કર્મ કરાવો વિશ્વમાં રહો સહાય અમારી.
પ્રાર્થના ચિત્તમાં ધારી. વિનતિ૦
ક્ષણે ક્ષણે ઉપકાર કરો છો, સંકટ સર્વ વિસારી;
પ્રત્યુપકાર કેઈ પેરે વાળું અલ્પ હું જીવ વિકારી.
પ્રભુ તારી સત્તા ભારી. વિનતિ૦
ષડ્ગુણ યુત ભગવંત તમે છો, ભક્ત તણા ભયહારી;
ભક્તિ થકી નિશ્ચય હું પામું પ્રભુપદ મંગલકારી.
લજ્જા તમે રાખો મારી. વિનતિ૦
ચિત્ત કરૂં ચરણાર્પણ નીત્યે, પ્રભુ શુભ નામ ઉચ્ચારી.
આ સ્વલ્પ વાક્યથી વિનતિ કીધી જે તે તમે લેશો સ્વીકારી.
કૃતી મારી સર્વ વિચારી. વિનતિ૦

---

## પદ ૭ મું.

સોરઠ ત્રીતાલ.

પ્રભુતા તમારી છે મોટી, પ્રભુ પરમાત્મારે. પ્રભુતા૦
જગ રચના અતિ ગહન કીધી છે,
કૃતિ નથી કિંચિત ખોટી. પ્રભુતા૦

જડ ચૈતન્ય વિષે પ્રભુ ભાસે,
અદ્‌ભૂત તારી હથોટી. પ્રભુતા૦
આ સંસારે જન્મ આપીને,
જુઓ અમારી કસોટી. પ્રભુતા૦
કૃપાધના કરૂણા કરશો તો,
નવ લાગે દુઃખ સોટી. પ્રભુતા૦
તુજ પદ પંકજ મધ્ય અમારી,
વૃત્તિ નિરંતર ચ્હોંટી. પ્રભુતા૦
કર દ્વય જોડી પ્રભુ તુજ ચરણે,
કરીએ પ્રણામો કોટી. પ્રભુતા૦

---

## પદ ૮ મું.

કાફી દીપચંદી.

જગદીશને શીશ નમાવું પ્રભુ મન ભાવું. જગ૦
મેં અવગુણ અપાર કીધા જે, વીગતથી શું હું ગણાવું.
ક્ષમા પ્રભુ કરૂણા કરી કરશો, વધુ કહિને શું જણાવું,
કીયું અન્ય શરણ હું લાવું. જગદીશ૦
જેવી સ્થિતિમાં અહિં મને રાખો તેવી સ્થિતિથી નિભાવું,
વિધિ નિષેધના નિયમો માનું, ભક્તિનો ભાવ વિધાવું,
તો જ પ્રભુને મન ભાવું. જગદીશ૦
દીન દયાલ સ્વભાવ તમારો, એ મન ધૈર્ય ધરાવું,
પ્રભુ શુભ ચરણે પ્રેમ ભક્તિનાં પુષ્પ સદૈવ વધાવું,
દુરિત કર્મ સર્વ હઠાવું. જગદીશ૦

શમદમાદિક સાધન તીર્થે સ્નાન કરી શુદ્ધ થાઉં,
વિશ્વપતિનું સ્મરણ કરી, નિતિ પંથે નિત્ય જાઉં,
પ્રભુ કૃપામૃત ફલ ખાઉં. જગદીશ૦
વૃત્તિ સ્વચ્છ પવિત્ર રાખીને સર્વ વિકારો શમાવું,
એ શુભ શુદ્ધ મને મતિ આપો, મંગલ ગુણ હું ગાઉં,
અંતે પ્રભુ ધામે આવું. જગદીશ૦

---

### પદ ૯ મું.

વિધાતા ધન્ય છે તારી રચના જગતની અનંત. વિધાતા૦
અતકર્ય અગોચર રૂપ તમારૂં,
વ્યાપી રહ્યા સત્તા થકી ભગવંત. વિધાતા૦
વેદ સ્તુતી તારી કરીને વિરામ્યા,
પામ્યા નહિ તારો પૂરો પ્રભુ અંત. વિધાત૦
સંરક્ષણ સર્વકાલ કરો છો,
પ્રભુ દીનવત્સલ છો દયાવંત. વિધાતા૦
કર્મ તણું ભોકતૃત્વ નિશ્ચય છે,
શુભાશુભ ક્રિયા થશે ફલવંત. વિધાતા૦
પરમાત્મા સમદૃષ્ટિ જુવો છે,
સરખા તમે ગણો દરિદ્રી શ્રીમંત. વિધાતા૦
અવલંબન આધાર તમારો,
રાખી અમે રહીએ સદા નિશ્ચિંત. વિધાતા૦
વિધિ નિષેધની આજ્ઞા માની,
અમે અનુસરિયે તારો ભકિતપંથ. વિધાતા૦
અભિવંદન નમ્ર થઇ કરિએ,
કૃપા કરી રહો તમે ક્ષમાવંત. વિધાતા૦

---

## પદ ૧૦ મું.

ખમાચ ઝીલ્લો.

સચ્ચિદ્ઘનના સ્વરૂપમાં વિરામું રે, સચ્ચિદ૦
અંતર વૃત્તિ વિમલ થયા વિના,
બાહ્યાચરણ સર્વ છે નકામું રે. સચ્ચિદ૦
કૃપાઘના કરૂણા દૃષ્ટિથી
જુવો નિત્યે સેવક જન સામું રે. સચ્ચિદ૦
નિંતિ સદ્ધર્માચરણ થકી હું,
સદા તારો પ્રસાદ પૂર્ણ પામું રે. સચ્ચિદ૦

---

## પદ ૧૧ મું.

કાફી ત્રીતાલ.

અનુગ્રહ આપ તણો પ્રભુ માનું.
સદાકાળ સંભાળ કરો છો, કઇ વિધિએ હું વખાણું. અનુ.
પૂર્ણ કૃપાથી પ્રભુ નવ જુઓ, દુરિત કીધું જે છાનું. અનુ.
વિસ્તારે વધુ હું વંદુ શું, તમ થકી શું અજાણ્યું. અનુ.
દીનદયાળ સ્વભાવ તમારો, વેદશાસ્ત્રે પ્રમાણ્યું. અનુ.
શરણાગતની લજ્જા રાખો, ધારૂં તમારૂં બાનું. અનુ.

---

## પદ ૧૨ મું.

ખમાચ ઝીલ્લો ચાલ–દીનનો દયાળ છોડી.

પ્રેમથી પ્રભુ પદે પ્રણામ સર્વ કરીએ,
દર્શન દ્યો દેવ દયાસિંધુ ધ્યાન ધરીએ.
મંગલ દીન માની આજ ઉપકાર સ્મરીએ,
કૃપાઘના કૃપા તમારી નહિ કદી વીસરીએ. પ્રેમથી૦

પ્રભુ તમારી પ્રેરણા પ્રમાણે અનુસરિયે,
સૃષ્ટિ નિયમ નિરખી સદા શાન્તિ રસે ઠરીએ. પ્રેમથી૦
હૃદયમાં અમે તમારી પ્રેમ ભક્તિ ભરીએ,
દ્યો સદા સુબુદ્ધિ નાથ દુષ્કૃતિથી ડરીએ. પ્રેમથી૦
સત્ય ધર્મ માર્ગથી નવ કદાપિ ફરીએ.
પ્રભુ પ્રસાદથી જ અમે વિશ્વસિંધુ તરીએ. પ્રેમથી૦

---

### પદ ૧૩ મું.

રાગ—કાફી એક તાલ.

તારવા તમે પ્રભુ સમર્થ છો, જેવો છું તેવો. તારવા૦
અવગુણ દોષો અપાર નાથ છે અમારા,
દયા કરી તારો તો તારવા સમર્થ છો, તારવા૦
યોગ્યતા નથી તથાપી આશા રાખુ છું તમારી,
દીન જાણી પાળો તો પાળવા સમર્થ છો. તારવા૦
મુક્તિ પદ માગવાની હામ કેમ ચાલે મારી.
કૃપા કરી આપો તો આપવા સમર્થ છો. તારવા૦
કરૂણા નિધાન નામ નાથ છે તમારૂં માટે,
પાપ તાપ કાપો તો કાપવા સમર્થ છો. તારવા૦

---

### પદ ૧૪ મું.

રાગ—કાફી તાલ દીપચંદી.

અર્ચા કરી પ્રભુ અંતર્યામનિ
માલા જપું શુભ મંગલ નામની. અર્ચા૦

ભક્તિ થકી ભગવંત ભજું હું
તજું હું તૃષ્ણા તુચ્છ વિષય કામની.
માલા જપું શુભ મંગલ નામની. અર્ચા૦
આ દુસ્તર ભવસિંધુથી તરવા,
માગું કૃપા હું પરમાત્મા રામની,
માલા જપું શુભ મંગલ નામની. અર્ચા૦
આ સંસારે ઘટિત સુખ આપો,
આપો અંતે મુક્તિ સમિપ ધામની,
માલા જપું શુભ મંગલ નામની. અર્ચા૦

---

## પદ ૧૫ મું.

રાગ—ખમાચ ચાલ—સ્તવ શુભ તારૂં કરૂં.

પરમ પદ આપો મને રે, હે પ્રભુ પરમાત્મા પરબ્રહ્મ. પરમ૦
નમી નમી માત તાત, તમને કહું જોડી હાથ.
દુર કરો દયાનાથ દુષ્ટ કર્મ. પરમ૦
હું શરણુ તમારે તમારે, તમ વિણુ કોણુ તારે,
મને ભરૂસો છે ભારે રાખો ભર્મ. પરમ૦
સત્યવૃત ધારી ચિત્ત રાખું તવ પદ પ્રિત,
મને તારી છે પ્રતિત વિધાતા. પરમ૦
પ્રભુ તું અનાથ નાથ જીવન છે તારે હાથ,
નમું છું હું માત તાત દીનનાથ. પરમ૦
જય જય ભગવન્, કરૂં છું તને નમન,
રહે તું સદા પ્રસન્ન ભક્ત ત્રાતા. પરમ૦

---

## પદ ૧૬ મું.

રાગ—કલ્યાણ.

મંગલ મય પરમ દેવ દર્શન શુભ દેશો, મંગલ૦
તવ કૃપાથી દુર થાય દુરીત કર્મ દોષો, મંગલ૦
વિનતિ કરિએ વિશ્વનાથ જોડી અમે ઉભય હાથ
કૃતિ અમારી માત તાત, નવ કદાપિ જોશો. મંગલ૦
પ્રણમી પ્રભુ સમિપ જાય, પાવન સહુ પ્રાણી થાય.
સ્તવન ભજન ભક્ત ગાય, દેશો હૃદય તોષો. મંગલ૦
વદીએ અમે ધન્યવાદ, માગીએ પ્રભુ પ્રસાદ,
પામિએ નહિ વિષાદ, આશિષ શુભ દેશો. મંગલ૦
કરિએ પ્રભુ પદે પ્રણામ, જપિએ શુભ તમારૂં નામ,
પૂર્ણ કરી સર્વ કામ, પ્રસન વદન રહેશો. મંગલ૦

---

## પદ ૧૭ મું.

રાગ—મલાડ તાલ એકતાલ.

દયા સિંધુ તારે બારણે પુકારૂં દિન બાલ.
કૃપાસિંધુ—દીન બંધુ તારે બારણે પુકારૂં દીન બાલ૦
દીન ઉગે વળી સાંજ પડે રે, વેગે વિતિ જાય કાળ.
અજ્ઞાની સમજું નહિ રે, કરો પ્રભુ તમે પ્રતિપાલ. દયા૦
શું કરવાને જન્મ દીધો રે, તેનો કરૂં છું વિચાર.
કરવાનું તે કીધું નથી રે, છુટી પડયો અવતાર. દયા૦
માત પિતા લાડી લાડી માગું રે, નવ કરો કદી રીસ,
પતિત પાવન છો તમે રે, સદા સ્હાય કરો જગદીશ. દયા૦

ક્ષમા કરો પાપની પ્રભુ રે, કીધાં જે આજ પર્યંત.
હવે ફરી ફરી નહિં કરૂં રે, તારો મને ભગવંત. દયા૦
તારો તારો પ્રભુ તારો મને રે, તારો ત્રિભૂવન નાથ,
ભવસાગર માંહિ ભમું છું, કૃપા કરી ગૃહો હાથ. દયા૦

---

## પદ ૧૮ મું.

ભૈરવ સર્વ રાગમાં ગવાય.

ધન્ય ધન્ય ધન્ય ધન્ય ધન્ય આજનો સુદીન,
મળી સર્વ ભક્તજન, કરીએ અમે પ્રણામ.
સદ્‌ગુણ નિયમ ધારી, સ્તુતિ કરીએ તમારી,
અર્ચા એજ છે અમારી તમને અંતર્યામ. ધન્ય૦ (૧)
નિર્મલ આપો મતિ, વિશ્વંભર વિશ્વપતિ,
તમ વિના નાથ નથી, અમને બીજો વિરામ.
ભરૂંસો છે નાથ ભારે ભગવંતનો અમારે,
કરશો કૃપાલ તમે, પરિપૂર્ણ રૂડું કામ. ધન્ય૦ (૨)

---

## પદ ૧૯ મું.

રાગ—કાફી તાલ દીપચંદી

કરૂણા નજર કરો રે કરૂણાસિંધુ.
કરૂણા નજર કરો, પાપ કર્મ પરહરો, સ્તવન શ્રવણ કરો રે;
—કરૂણા સિંધુ, કરૂણા નજર.
અખીલ બ્રહ્માંડનાથ, અંતરની જાણો વાત,
તમે માત તાત ભ્રાત રે;—કરૂણાસિંધુ, કરૂણા નજર.

નથી કો શરણુ મારે, ભરૂસો તમારો ભારે,
તમ વિના કોણ તારે રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
પ્રભુ તમને પાય લાગું, ક્ષમા પાપની હું માગું,
કૃપા વિના ન તાગું રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
અવગુણ નવ લહો, માનું પ્રભુ અનુગ્રહો,
કૃપા કરી કર ગ્રહો રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
અતિ મંદ મૂઢ મતિ, જાણું શું તમારી ગતિ,
પ્રભુ પ્રેરો શુભ મતિ રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
આવ્યો છું તમારે દ્વારે, વંદુ છું હું વાર વારે,
હૃદયે પધારો મારે રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
તમારે શરણ આવું, મંગલ સ્તવન ગાઉં,
પ્રભુ હું પાવન થાઉં રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
સેવા મારી માની લેશો, મંગલ દર્શન દેશો,
સદૈવ પ્રસન્ન રહેશો રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.
માનું પ્રભુ ઉપકારો, અર્પું પ્રેમ ઉપહારો,
બોલું જય જયોચ્ચારો રે;–કરૂણાસિંધુ, કરૂણા નજર.

---

## પદ ૨૦ મું.

રાગ–ખમાચ ઠુમરી.

શાન્તિ શાન્તિ શાન્તિ પ્રભુ શાન્તિ સદા આપો,
પરમ કૃપા કરી દયાલ કલુષ કલેશ કાપો. શાન્તિ૦
ગહન ગગન સદન ભૂવન ઔષધી જલ વન્હિ પવન,
શાન્તિ આપી સર્વ કરો નાથ ક્ષમા પાપો. શાન્તિ૦

શરણ આવી વિશ્વનાથ, વંદન કરી જોડી હાથ,
સર્વ જપે ભક્ત સાથ શાન્તિ સુક્ત જાપો. શાન્તિ૦
કરૂણામય દૃષ્ટિ કરો, હૃદય તિમિર સર્વ હરો,
મનવાન્છિત અર્થ પૂરો સુણિ તમે વિલાપો. શાન્તિ૦
જપિ તમારૂં પૂણ્ય નામ, કરીએ તમને પ્રણામ,
સત્ય બ્રાહ્મ ધર્મ સકલ દેશ વિષે સ્થાપો. શાન્તિ૦

---

## પદ ૨૧ મું.

રાગ—કાફી તાલ—એકતાલ.

પ્રિય ધામ, પૂર્ણ કામ, જપું નામ તમારૂં,
—પ્રભુ શુભ નામ તમારૂં.
કદી નહિં નાથ કૃપા ભાવ તમારો હું વિસારૂં. પ્રિય૦
જેની શક્તિ થકી લહે સકલ વિશ્વ પ્રકાશ,
જેહ દર્શન થકી પાતકનો થાય વિનાશ. પ્રિય૦
કૃપા સિંધુ કરો પૂર્ણ સકલ અર્થ અમારા,
વર્ણવું શું ગુણ વરદાયક વિભુરાય તમારા. પ્રિય૦
તર્યાં ભાવિક બહુ ભક્ત કરિ ભક્તિ તમારી;
દયાનાથ દીન દાસને મૂકો ન વિસારી. પ્રિય૦
આવો અવસર નહિ ખોઉં વૃથા કહાડું ન કાળ;
હરી નામ સ્મરણ કરી કૃતાર્થ થાઉં કૃપાળ. પ્રિય૦

---

હિંડીમાલા.

નાથ દ્વાર આવી પ્રેમથી પુકારૂં,
કરો રક્ષણ પ્રભુ સર્વ કાલ મ્હારૂં.
પ્રભુ સન્નિધાન સર્વ સમે ધારૂં,
નીતિ માર્ગને હું કદી નહિ વિસારૂં.
સદાકાલ કાલ ચક્ર તો ફરે છે,
શિઘ્ર બોધ મૃત્યુ સમયનો કરે છે.
વિભવ સંપત્તિ ધન દ્રવ્ય છે અનિત્ય,
સર્વ મૂકી અહિંથી જવું જ સત્ય.
વિશ્વ સિંધુ વિષે દેહ રૂપી નાવ,
સદા ભ્રમણ કરે કર્મનો પ્રભાવ.
વિષય રૂપી વિકટ ખડક દીસે ભારે,
સત્ય ધર્મ રૂપી કર્ણ ધાર તારે.
હવે અવસર પ્રભુ છે ઘણો સમીપ,
કરો દીપ્તીમાન નાથ જ્ઞાન દીપ.
સમય જે તમારી ભક્તિ વિષે જાય,
ઘડી તે જ સફલ જન્મમાં ગણાય.
કૃપાનાથ હોય જો કૃપા તમારી,
સત્ય મોક્ષ ગતિ થાય નાથ મારી.
નથી યોગ્ય પ્રાણી હું તથાપિ તારો,
દયા સાગર શુભ નામ તમે ધારો.

---

અભંગ.

આજ ભક્તવૃન્દ ધરીને આનંદ સત્ય સુખ કંદ ધામે ચાલો;
ચાલોને ઉમંગે પ્રેમ ભાથું સંગે લઈ હર્ષ રંગે માર્ગે મ્હાલો.
કરી ભક્તિપાન ગાતાં બ્રહ્મગાન અમૃત સોપાન પંક્તિ ચઢો;
ચઢી દીવ્ય ધામ લઇને વિરામ પ્રભુ અભિરામ પાયે પડો.
પડરિપુશ્વાપદ નિકટ નિનદ કરી તમ પદ ધ્રુજાવે જો;
ધૈર્ય કવચસ્થ લઇ જ્ઞાન શસ્ત્ર, પ્રહરો સમસ્ત શત્રુને તો.
કદી અકસ્માત દુઃખ વજ્રપાત વિપજ્ઝંઝા વાત થાય ભારે
શ્રદ્ધા શૈલે શાન્તિ ગુહામાં વિશ્રાન્તિ લઈ અધ્વ કલાન્તિ વામો ત્યારે.
એમ ભક્ત બન્ધુ, જોવા સુખ સિન્ધુ પીવા અમિબન્દુ પંથે પળો;
પ્હોંચી ઇષ્ટ લક્ષ્ય નિરખી સમક્ષ બ્રહ્માંડ અધ્યક્ષ પાયે લળો.

---

આરતી.

જય દેવ જય દેવ જય જગદધિરાયા, જય જગદધિરાયા;
તમ હૃદય ભકતોપર, (૨) કરો કૃપા છાયા.—જય૦
અમૃત નિકેતન નાથ ! મૃત્યુ ભયો ફેડો; (૨)
વિષમય વિષયથી છોડી, (૨) નિજ ધામે તેડો.—જય૦
આવી ચરણ તવ તાત ! મરણ ભય ન ધરિએ; (૨)
અમૃત સિન્ધુ ! સુન્દર મુખ, (૨) નિરખી દુઃખ વિસરીએ.—જય૦
અશરણ શરણ તું એક, તુંજ પદ નૌકાએ; (૨)
વિકટ ભવ જલધિ કેરૂં, (૨) તરણ સરલ થાયે.—જય૦
સહજ ઉતરી ભવ પાર, રહિ દિવ્ય કિનારે; (૨)
સ્નાન સતત કરીએ તુજ, (૨) સ્મિત જ્યોત્સના ધારે.—જય૦

મળી તુજ બાળ વિશાલ, દિવ્ય વને રમીએ; (૨)
અમૃત કુસુમ ગણુ વિણુતાં, (૨) સ્વછંદે ભમિએ.–જય૦
પ્રેમ ભિનિ સહુ ભક્ત, હ્રુદય કુસુમ કળીએ; (૨)
અનુપમ માળ ગુંથી તુજ, (૨) પદ અર્પી ઢળીએ.–જય૦
શાન્ત દિવ્ય તુજ ભવ્ય, વદન નિરખી ક્ષેમે; (૨)
ભક્તિ ગાન મધુર રવે, (૨) કરીએ સહુ પ્રેમે.–જય૦

---

**ॐ एषास्य परमागतिरेषास्य परमा संपत् एषोऽस्य परमो लोक एषोऽस्य परमानन्दः एतस्यै वानन्दस्मा न्यानि भूतानि मात्रामुपजीवन्ति. ॥**

એ પરમાત્મા એજ આ જીવની પરમગતિ, એ પરમાત્મા એજ આ જીવની પરમ સંપત્તિ, એ પરમાત્મા એજ આ જીવનો પરમલોક, એ પરમાત્મા એજ આ જીવનો પરમ આનંદ, એ આનંદ બીજા સર્વ પ્રાણીઓ અનુભવે છે.

**ॐ एकमेवाद्वितीयं ब्रह्म ॐ असतो मा सद्गमय। तमसो मा ज्योतिर्गमय मृत्योर्मामृतं गमय आविरा तीर्म्मे एधि रुद्र यत्ते दक्षिणं मुखं तेन मां पाहि नित्यम् ॥**

હે અદ્વિતીય પરમેશ્વર ! અસન્માર્ગમાંથી મને સન્માર્ગમાં લઈ જાઓ; અંધકારમાંથી મને પ્રકાશમાં લઈ જાઓ; મૃત્યુથી મને અમૃત ધામમાં લઈ જાઓ; મારા સમક્ષ તમે પ્રકાશમાન થાઓ; હે ઈશ્વર ! તમારૂં જે પ્રસન્ન વદન તે વડે મારૂં સંરક્ષણ કરો.

**ॐ शान्तिः शान्तिः शान्तिः**

